ગૂજરાતી ભાષાનું

# શાળોપયોગી વ્યાકરણ

ભાષાના મૂળતત્વો, સંધી, ધાતુ, અને પિંગળ સાથે.

ગૂજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ, અને અંગ્રેજી
ત્રણે ધોરણો માટે.

બનાવનાર,
જાંગીરજી નસરવાનજી પાલીસવાળા,
એસિસ્ટંટ માસ્તર,
ધી બેરામજી જીજીભાઈ
પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશન.

મુંબઈ:
"તત્વવિવેચક પ્રેસ"માં છાપ્યું છે.

સંવત ૧૯૫૨, ઈ૦ સ૦ ૧૮૯૫.



કીમત ૪ આના.

# ઉપોદ્ઘાત.

હાલમાં સરકારી તેમજ ખાનગી નિશાળોમાં જે જે "વ્યાકરણો" ચાલેછે, તે ઘણાંજ અધૂરાં અને સરકારી ધોરણને અનુકુળ ન હોવાને લીધે શિક્ષક વર્ગને એ વિષયમાં ઘણીજ અઘવડ પડેછે.

હોપ સાહેબનું તેમજ મ‍ીપતરામનું વ્યાકરણ બાળકો માટેજ છે; અને ઉપલા વર્ગો માટે શિક્ષકને જુદા જુદા પુસ્તકો વેચાતાં લેઇને તેમાંથી ઉપયોગી નોંધો વારંવાર વિદ્યાર્થીને લખાવવી પડેછે; આ મૂસ્કેલી ટાલવા માટે, તથા બાલકો તેમજ ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ,અને "School Final અને Matriculation"ની પરિક્ષાના અભ્યાસીઓને અનુકુળ થઈ પડે એવા હેતુથી આ લઘુ પુસ્તક પ્રગટ કરવાની હામ ભીડી છે. શરૂઆતથી તે છેક ઉપલા ધોરણો સુધી ચલાવી શકાય એવા મનસુબાથી આ પુસ્તકમાં 'નાના' તેમજ 'મોટા' એવા બે જાતનાં 'ટાઈપ' લીધા છે. સંધી, ધાતુ અને પિંગળના વિષયો ઘણાજ સરળ કરવાને ઘણોજ શ્રમ લીધો છે કે જેથી શિષ્ય અથવા શિક્ષક કોઈને પણ જુદા જુદા ગ્રંથો ખરીદવા પડે નહીં.

આ પુસ્તકમાં 'સૂચક' અને 'વ્યાખ્યાન' એને પદ્ધતિ દાખલ કરી છે. આ પુસ્તક રચવાની મતલબ Joint Schools Committee ના આશ્રય તલેની તેમજ ખાનગી નિશાળોની એક ખરેખરી ખોટ પુરી પાડવાની છે.

કેળવણી ખાતાના મહેરબાન ડે. એ. ઈ. શેઠ જ. ફ. માડને આ પુસ્તકના હસ્તલેખો તપાસીને નીચેપ્રમાણે મત આપ્યુંછેઃ– "………it will prove very useful to students of Anglo-Vernacular Schools. It will prove a safe and sure guide to teachers in Vernacular

Schools, where at present I *do not find uniformity in the teaching of Gujarati Grammar and Parsing.* Candidates for the Matriculation and University School Final Examination will also derive much benefit if they study your book attentively."

"અંગ્રેજી ગુજરાતી ધોરણોના વિદ્યાર્થીઓને આ ચોપડી અતિશયોપયોગી થઈ પડશે. ગુજરાતી વર્ગોના શિક્ષકોને માટે એક સહિસલામત અને ખાત્રી પૂર્વક ભોમિયો થઈ પડશે, જે વર્ગોમાં હાલમાં ગુજરાતી વ્યાકરણ તથા પદચ્છેદ શિખવવામાં **એક સરખી રીતિ મને બીલકુલ** જણાતી નથી. Matriculation અને U. S. Final ના વિદ્યાર્થીઓ જો આ ચોપડીનો ધ્યાનથી અભ્યાસ કરશે તો તેઓને પણ ઘણોજ લાભ થશે."

આવીજ ભલામણ અને પ્રસન્નતા બીજા સુજ્ઞ શિક્ષકોએ આ ચોપડીના પ્રુફો વાચીને દેખાડીછે, તે પરથી ગ્રંથકર્તા આશા રાખેછે કે Joint Schools Committee ના ધોરણને અનુસરીને દરેક વર્ગોમાં નિચલી અમુક રીતિ મૂજબ શીખવવામાં આવશે તો લખનારનો હેતુ ફળિભૂત થશે અને એ વિષય સહેલથી સમજાશે:—

ગુ. ૩ જા ધોરણ માટે ૧–૪, ૧૦–૧૨, ૧૯, ૫૧–૫૯, ૮૧, ૮૨, ૯૭, ૧૩૪, ૧૬૬–૧૬૯.

ગુ. ૪ થા ધોરણ માટે-ઉપલી કૂંચીઓ ઉપરાંત–૧૩–૧૮, ૨૨, ૩૧–૩૩, ૩૫–૩૭, ૩૯, ૪૦ અને જાતિ, વચન, વિભક્તિ, સર્વનામ, વિશેષણ, કૃદંત, ક્રિયાપદ અને પ્રયોગની બધી કૂંચીઓ (નાના ટાઈપ રહીત).

અંગ્રેજી ૧ લા વર્ગ માટે, સંધી અને અધિકાર વિચાર અને નાના ટાઈપમાંથી ઉપયોગી કૂંચીઓ.

અંગ્રેજી ૨ જા વર્ગમાટે બાકીની સઘલી કૂંચીઓ, અને, ૩ જા વર્ગમાં પિંગળ શીખવીને વ્યાકરણ પૂરૂં કરવું.

એ સિવાય 'અનુસાર વિચાર' અને 'ધાતુ' ઉપલા ત્રણે વર્ગો વચ્ચે સરખી રીતે વહેંચી નાંખવું.

આ રીતે શીખવવાથી 'પદચ્છેદ'નું સમજ પાકકું થશે, ભાષાપર કાબુ વધશે, અને શિખવનારનો શ્રમ ટળશે. આ પુસ્તક વિષે જે કાંઈ ખામીઓ અને સૂચના મારાપર લખી મોકળશે તેપર બીજી આવૃત્તીમાં ઉપકાર સહિત ધ્યાન આપીશ.

મુંબઈ તા. ૯–૧૨–૯૫. ગ્રંથકર્તા.

---

આ પુસ્તક રચવામાં નીચલા પુસ્તકોની મદદ લીધી છે:—

૧ હોપ વ્યાકરણ.

૨ મહીપતરામનું "ગુ. ભાષાનું નવું વ્યાકરણ."

૩ ભ. શી. ભટ્ટના "ગૂજરાતી વ્યાકરણના મૂળતત્વો."

૪ The Principles of G. Grammar in English by M. P. Kaikobad.

૫ હો. ખ. ધ્રાભરનું વ્યાકણુ.

૬ "A Manual of G. Grammar" by D. D. Dalal.

૭ "A Grammar of the G. Language" by Shapurji Edalji.

૮ હ. કાંટાવાળા અને ત્રવાડીકૃત ગૂ. ભાષાનું વ્યાકરણ.

૯–૧૦ 'નર્મ વ્યાકરણ' ભાગ–૧ લો અને ૨ જો.

૧૧–૧૨ 'ટેલર'કૃત મોટું અને નાનું વ્યાકરણ.

૧૩ "A hand-book of G. Grammar" by P. M. Bhutt.

૧૪ પ્રે. ક૦ શાહ કૃત વ્યાકરણ શીખવવાની પદ્ધતિ.

૧૫ "English Companion to Taylor's Grammar" by T. L. Wells, B. A.

૧૬ અપભ્રષ્ટ શબ્દ પ્રકાશ.

૧૭ શબ્દ વ્યુત્પત્તિ ( સરકારી ).

૧૮ નવલરામ શબ્દપ્રકાશ.

૧૯ પિંગળસાર ( પુરૂષોત્તમ ગાંધી ).

૨૦ પિંગળ ( કવી. દ. ડાહ્યાભાઈ ).

૨૩ સંધી પ્રકરણ ( પુરૂષોત્તમ ગાંધી ).

૨૪ પિંગળાદર્શ ( કવી હીરાચંદ ).

૨૫ ગુ. ધોરણોની સંક્ષિપ્ત નોટો, પદમાવતિ વગેરે.

---

૬૧૯૪

# ગૂ. વ્યાકરણના મૂળતત્વો.

૧. જેવડે માણસો પોતાના વિચાર એક બીજાને લખીને કે બોલીને જણાવેછે, તે **ભાષા** કહેવાયછે.

ભાષા બે પ્રકારનીછે. બોલેલી અને લખેલી. ભાષા (ભાષ–બોલવું) =બોલી. મૂળે માણસ પોતાનાં વિચાર બીજાને બોલીનેજ જણાવતા. પાછળથી અક્ષરને લખવાનાં ચિન્હો શોધી કાઢવામાં આવ્યાં, તે વખતે પણ લખેલી ભાષામાટે ભાષા શબ્દેજ ચાલ્યો લખેલી ભાષાને માટે **લિપિ** શબ્દપણ ચાલેછે. ગુજરાતી ભાષાનું મૂળ સંસ્કૃત ભાષાછે. તેપરથી બગડીને પ્રાકૃત થઈ અને પછી જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે બગડવા-લાગી અને તેના જુદા જુદા નામ પડયા જેમ કે ગુજરાતમાં બોલાતી તે ગુજરાતી ભાષા–બંગાળામાં બોલાતી તે બંગાળી ભાષા વગેરે—

ગુજરાતી ભાષાના પુસ્તકો બે લિપિમાં લખાયછે ૧ **બાળબોધ**; ૨ **ગુજરાતી.** બાળબોધ લિપિને શાસ્ત્રી, બ્રાહ્મણી, નાગરી, દેવનાગરી, કે સંસ્કૃત લિપિ પણ કહેછે.

૨. ભાષાના નિયમો બોલી કાઢી એકઠા કરી અનુક્રમે ગોઠવવા તે **વ્યાકરણ** કહેવાય. (વિ+આ+કરણ) **વિ** વિશેષપણાને **આ** મર્યાદાનો અર્થ દેખાડનારો ઉપસર્ગ અને **કરણ=કૃ**–કરવું એટલે, ભાષાના નિયમનું વિશેષે કરી હદ કરનાર શાસ્ત્ર.

૩. આપણા મુખમાંથી નીકળતા ટુંકામાં ટુંકા ઉચ્ચાર, તથા તેને લખી બતાવવાની જે નીશાનીઓ તે બંનેને **અક્ષર** કહેછે. અક્ષરને વર્ણ પણ કહેછે.

અક્ષર (અક્ષ=વ્યાપવું)=ભાષામાં સર્વ ઠેકાણે વ્યાપી રહ્યાછે તે. વર્ણ–(વર્ણ–રંગવું)=રંગ. આપરથી કેટલાક વૈયાકરણીઓ બોલેલાને અક્ષર અને લખેલાને વર્ણ કહેછે.

અક્ષરવડે શબ્દ બનેછે.

૪. એક કે વધારે અક્ષર મળ્યાથી કાંઈપણ અર્થ સમજાય, તો તેને **શબ્દ** કહેછે.

શબ્દવડે વાકય બનેછે.

૫. એકે વધારે **શબ્દો** મળ્યાથી માણસના મનનો કાંઇપણ પૂર્ણ વિચાર જણાય, તો તેને **વાકય** કહેછે.

માપવાળા વાકયોને પદ્ય કહેછે. પદ્યને કવિતાપણ કહેછે. પદ્યથી ઉલટુ ગદ્યછે, આ રીતે ભાષામાં અક્ષર, શબ્દ, વાકય, અને કવિતાનો વિચાર આવેછે, તેપરથી વ્યાકરણના ચાર મોઠા ભાગ પાડવામાં આવેછે.

૧ અક્ષરવિચાર, ૨ શબ્દવિચાર, ૩ વાકયવિચાર, ૪ કવિતાવિચાર (પીંગળ પધબંધ કે છંદશાસ્ત્ર.)

૬. અક્ષર કેટલાછે, તે કેવીરીતે બોલાય લખાયછે, તેના જુદે જુદે ધોરણ કેવા ભાગ થઇ રહેછે એ વગેરેનું વર્ણન જેમાં હોય તેને **અક્ષરવિચાર** કહેછે.

૭. શબ્દના કેટલા વર્ગછે, તેનાં વિવિધ રૂપ કેમ થાયછે, તેની વ્યુત્પત્તિ, જોડણી, સંબંધ વગરેનું વર્ણન જેમાં હોય તેને **શબ્દવિચાર** કહેછે, (શબ્દવિચારને શબ્દવિન્યાસ—શબ્દસાધન કે પદભંજન પણ કહેછે.)

૮. શબ્દો કેવીરીતે ગોઠવાઇને વાક્ય થાયછે, તેનો વિચાર જેમાં હોય તેને **વાકયવિચાર** કહેછે.

૯. શબ્દો અને પદો માપથી કેવી રીતે ગોઠવીને કવીતા બનાવવી તે **કવિતાવિચાર** શિખવેછે.

---

## અક્ષરવિચાર.

૧૦. અક્ષરના બે પ્રકારછે—મૂળાક્ષર ને જોડાક્ષર.

૧૧. અક્ષરની જે મૂળ નિશાનીઓ છે તેમને, તથા તેમના ઉચ્ચારને મૂળાક્ષર (અક્ષરમાળા) કહેછે. ગુજરાતીમાં મૂળાક્ષર ૪૭ છે. મૂળક્ષરના ભેદ બે છે. ૧ **સ્વર**, ૨ **વ્યંજન.**

૧૨. જે મૂળાક્ષરનો ઉચ્ચાર બીજા અક્ષરની સહાયતા વિના સ્પષ્ટ થાયછે તેને **સ્વર** કહેછે. સ્વર 'ઋ' સાથે ૧૩ છે.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ અં, અઃ. (સંસ્કૃત ૠ, ઌ, ૡ ગુજરાતીમાં વપડાતા નથી. તેમજ અં, અઃ એને અનુસ્વાર અને વિસર્ગના રૂપ દેખાડવાને ગુજરાતીમાં જુદા સ્વર જેવા ગણ્યાછે.)

૧૩. સ્વરના ત્રણ પ્રકારછે:—હ્રસ્વ, દીર્ઘ ને સંધિસ્વર.

૧૪. જે સ્વરો બોલવામાં ટૂંકાછે તેને –હ્રસ્વ, મૂળ, કે લઘુ કહેછે. અ, ઇ, ઉ, ઋ.

૧૫. જે સ્વરોનો ઉચ્ચાર લાંબો થાયછે તેને દીર્ઘ કે ગુરૂસ્વર કહેછે. આ, ઈ, ઊ.– અ + અ = આ, ઇ + ઇ = ઈ, ઉ + ઉ = ઊ.

૧૬. કોઈ બે અસવર્ણ (જુદે જુદે સ્થાનથી બોલાતાં) સ્વર મળીને એક નવો સ્વર થાય તેને સંધિસ્વર કહેછે. એ, ઐ, ઓ, ઔ. અ + ઈ = એ; અ + એ = ઐ; અ + ઉ = ઓ; અ + ઓ = ઔ.

૧૭. અનુનાસિક ઉચ્ચાર બતાવવાને સ્વરને માથે જે બિંદુ (ં) મુકવામાં આવેછે તેને અનુસ્વાર કહેછે. જેમ લંગર; મંજન.

૧૮. કોઈ સ્વર પાસે હકાર જેવો થડકવાળો ઉચ્ચાર બતાવવાને જે બે બિંદુઓ ( : ) લખવામાં આવેછે તેને વિસર્ગ કહેછે. (वि + सृज ફેંકવું ) જેમ અંતઃકરણ; છિઃ ( જાણે મોઢેથી વાયુકે ઉચ્ચાર ફેકી દીધો હોય તેમ સાંભળવામાં આવે ).

---

## વ્યંજન. ( वि + अंज = દેખાવું.)

૧૯. જે મૂળાક્ષરોનો ઉચ્ચાર સ્વરની સહાયતા વિના થતો નથી તેને વ્યંજન કહેછે. વ્યંજન ૩૪ છે. ક, ખ, ગ, ઘ, ઙ; ચ, છ, જ, ઝ, ઞ; ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ; ય, ર, લ, વ, શ; ષ, સ, હ, ળ.

૨૦. કોઈપણ વ્યંજનનો ઉચ્ચાર કરતાં તેને છેડે અ મેળવીને બોલવામાં આવેછે, તેને 'અ' અનુષંગી કહેછે ( અનુ=પછી, સં=સાથે, ગમ=જવું )—સાથે વળગી રહેનાર.

૨૧. કોઈપણ વ્યંજનમાં અ, અથવા બીજો કોઈ સ્વર મળેલો ન હોય ત્યારે તેની નીચે આવી ( ્) ચિન્હ કરી ખોડીએ છીએ તેને હલકે વ્યંજન ચિન્હ કહેછે, જેમ દિઙ્મૂઢ.

---

## મૂળાક્ષરોના વાણીસ્થાન.

**૨૨.** મ્હોંનાં જે જુદાં જુદાં સ્થાનને સ્પર્શ થવાથી મૂળાક્ષરોના સ્પષ્ટ ઉચ્ચાર થાયછે, તેને **વાણીસ્થાન** કહેછે. મુખ્ય વાણીસ્થાન પાંચ છે. કંઠ—તાળુ—મૂર્ધ્ધા-(એ જુદો વાણીસ્થાન નથી.)—દંત—ઓષ્ઠ કંઠસ્થાની—ક-ખ-ગ-ઘ-ઙ-હ-અ-આ. તાળુસ્થાની—ચ-છ-જ-ઝ-ઞ-ય-શ-ઇ-ઈ. મૂર્ધ્ધાસ્થાની—ટ-ઠ-ડ-ઢ-ણ-ર-ષ-ળ-ઋ. દંતસ્થાની—ત-થ-દ-ધ-ન-સ-લ. ઓષ્ઠસ્થાની—પ-ફ-બ-ભ-મ-ઉ-ઊ.

વ—દંતોષ્ઠ્ય છે કેમકે તેનો ઉચ્ચાર ત્રણે ભાગે ઉપલાદાંત અને નીચલા હોઠની સાથે અડકવાથી થાયછે. એ-ઐ-કંઠતાલવ્ય, અને ઓ-ઔ કંઠોષ્ઠ્ય છે.

કંઠસ્થાની અક્ષરો ગળામાંથી બોલાયછે, તાળુસ્થાની અક્ષરો જીભને તાળવે અડાડયાથી, મુર્ધ્ધાસ્થાની, જીભનું ટેરવું ઉપલા દાંતનાં અંદરના અવાળુને અડાડવાથી, દંતસ્થાની જીભનું ટેરવું ઉપલા દાતને અડાડવાથી અને ઓષ્ઠસ્થાન અક્ષરો બે હોઠો ભેગા કરવાથી બોલાયછે.

**૨૩.** જે અક્ષરો એકજ સ્થાનમાંથી બોલાયછે, તેઓ **અરસ્પરસ સવર્ણ** કે **સજાતીય** કહેવાયછે.

**૨૪.** જે અક્ષરો જૂદા જૂદા સ્થાનમાંથી બોલાયછે, તેઓ **અરસ્પરસ અસવર્ણ** કે **વીજાતીય** કહેવાયછે.

**૨૫.** વ્યંજનના જૂદે જૂદે ધોરણે વિભાગ.

ઉપર પ્રમાણે સ્થાનને ધોરણે વ્યંજનના પાંચ વિભાગ થાયછે. એ સિવાય ત્રણ જુદે જુદે ધોરણે વ્યંજનના બીજા ત્રણ પ્રકારના વિભાગ પડે છે.

૧ સ્થાનના સ્પર્શ ( **સ્પૃષ**=અડકવું )ને ધોરણે **સ્પર્શવ્યંજન** અને **અસ્પર્શવ્યંજન.** )

૨ કોમળ, કઠોર ઉચ્ચારને ધોરણે બે વિભાગ **અઘોષ** અને **ઘોષ.**

૩ પ્રાણને ધોરણે—**અલ્પપ્રાણી** અને **મહાપ્રાણી.**

**૨૬.** ક થી મ સુધી ૨૫ સવર્ગીય જે છે, તેઓ **સ્પર્શ** કહેવાય

છે, કેમકે તેનો ઉચ્ચાર થતા વર્ણસ્થાનનો સ્પર્શ પુરી રીતે એ થાયછે.

૨૭. જેનો ઉચ્ચાર થતાં વર્ણ સ્થાનનો સ્પર્શ પુરો થતો નથી, તે **અસ્પર્ષ** વ્યંજનછે–તે બાકીના નવ છે.

એના ઉચ્ચારપરથી એના બે વર્ગ પડેછે. **અંતસ્થ** અને **ઊષ્મા.**

૨૮. ય-ર-લ-વ-ળ, એ અંતઃસ્થ ( **अंतर** મધ્ય **स्थ** રહેનાર ) વચગાળે રહેનાર, કે રહી જનારૂ, કહેવાયછે: કેમકે સ્પર્શ થયા વિના, વર્ણસ્થાનને અંતરે, કે વચલે ભાગે તેમનો ઉચ્ચાર થાયછે. અંતસ્થ ઉચ્ચારમાં વ્યંજનનું કંઈ, અને સ્વરનું કંઈ લક્ષણ દેખાયછે, માટે કોઈ વૈયાકરણો એમને અર્ધસ્વર, અને કોઈ અર્ધ વ્યંજન કહે.

૨૯. શ-ષ-સ-હ. એ **ઊષ્મા** ( **ऊष**=તપવું-જોસમાં આવવું ) કહેવાયછે. કેમકે તેઓમાં મહાપ્રાણીનો જોસ, અને સર્પના સુસ્વાટ જેવો સાદછે.

૩૦. છાતીપર દાબ રાખ્યાવિના જે અક્ષરનો ઉચ્ચાર થાયછે તે અઘોષ, અને દાબ રાખેથી જે થાયછે તે ઘોષ. ( **घोष**–રણુકો; સાદ.)

બીજી રીતે—"ધાતુપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર ઘોષનો; કાષ્ટપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર અઘોષનો છે."

વળી ઘોષને **સંવાર** અને અઘોષને **વિવાર** કહેછે. વિવાર=( **वि**+**वार** લેવું ) ખુલ્લો; પહોળો. છાતીમાંથી જે દ્વારે કરીને સ્વાસ નીકળેછે, તેને ખુલ્લો કે પોહોળો, રાખીને વર્ણસ્થાનની ઉચ્ચાર કરે, તો વિવાર ઉચ્ચાર થાય છે. સંવાર=( **सं**=સાથે+**वार** ) સાથે કરી લીધેલો–સંકડાવેલો. સ્વાસકારને સંકડાવીને વર્ણસ્થાનથી ઉચ્ચાર કર્યે તો સંવાર ઉચ્ચાર થાયછે. વળી, ઘોષને કોમળ, અને અઘોષને કઠોર, પણ કહેછે.

**અઘોષ–ક-ચ-ટ-ત-પ; ખ-છ-ઠ-થ-ફ; શ-ષ-સ ( ૧૩ ) ઘોષ–ગ-જ-ડ-દ-બ; ઘ-ઝ-ઢ-ધ-ભ; ઙ-ઞ-ણ-ન-મ; ય-ર-લ-વ-હ-ળ. ( ૨૧ ) ઘોષાક્ષરમાં બધા સ્વરપણ ગણેલાછે.**

૩૧. જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ ખેંચવો પડેછે તેને **અલ્પપ્રાણી** (**अल्प्**=થોડો, **प्राण** દમ) અક્ષરો કહેછે. આમાં દરેક સ્થાનના પેહલો અને ત્રીજો અને અંતસ્થ આવેછે.

૩૨. જેને બોલતાં વધારે શ્વાસ ખેંચવો પડેછે. તેને **મહાપ્રાણી** કહેછે. આમાં દરેક સ્થાનનો બીજો ને ચોથો અને ઉષ્માં આવેછે.

૩૩. જેનો ઉચ્ચાર નાકમાંથી થાયછે તે **અનુનાસીક** (**अनु**=પછી, **नासिका**=નાક) કહેછે. ઙ-ઞ-ણ-ન-મ.

## ૩૪. મૂળાક્ષરોનું પૂર્ણ કોષ્ટક.

| | વ્યંજન. | | | | | | | સ્વર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સ્પર્શ (સવર્ગીય). | | | | | અસ્પર્ષ (અવર્ગ). | | | | |
| | અઘોષ. | | ઘોષ. | | | ઘોષ. | અઘોષ. | ઘોષ. | | |
| | અલ્પપ્રાણી. | મહાપ્રાણી. | અલ્પપ્રાણી. | મહાપ્રાણી. | અનુનાસીક. | અલ્પપ્રાણી. અંતસ્થ. | ઉષ્માં. મહાપ્રાણી. | હ્રસ્વ સ્વર. | દીર્ઘ સ્વર. | સંયુક્ત સ્વર. |
| કંઠસ્થાની | ક | ખ | ગ | ઘ | ઙ | | હ | અ | આ | |
| તાળુ. | ચ | છ | જ | ઝ | ઞ | ય | શ | ઇ | ઈ | એ, ઐ* |
| મૂર્ધ્ધા. | ટ | ઠ | ડ | ઢ | ણ | ર, ળ | ષ | ઋ | | |
| દંત. | ત | થ | દ | ધ | ન | લ | સ | | | |
| ઓષ્ઠ. | પ | ફ | બ | ભ | મ | વ† | | ઉ | ઊ | ઓ, ઔ‡ |

* એ, ઐ, કંઠતાલવ્ય. † વ, દંતોષ્ઠ્ય. ‡ ઓ, ઔ કંઠોષ્ઠ્ય છે.

## સ્વરોના સંયુક્ત ચિન્હો.

**૩૫.** સ્વરોને કોઈ વ્યંજન સાથે જોડવામાં આખા સ્વર ન જોડતાં તેને માટે જે નિશાનીઓ ઠરાવેલીછે તેને **સ્વરોના સંયુક્તચિન્હો** કહેછે.

**૩૬.** કોઈ વ્યંજનની સાથે સ્વર મળવાથી તેનાં જે જુદાં જુદાં રૂપ થાયછે તેને **બારાક્ષરી, પદ, કે કકો** કહેછે.

સ્વરો વ્યંજન સાથે નીચે મુજબ જોડાયછે.

| **સ્વર.** | | **ચિન્હ.** | **ઉદાહરણ.** |
|---|---|---|---|
| અ | | (કાંઈ નહીં) | ક્ + અ = ક |
| આ | ા | (કાનો) | ક્ + આ = કા |
| ઇ | િ | (હ્રસ્વ અજ્જુ*) | ક્ + ઇ = કિ |
| ઈ | ી | (દીર્ઘ અજ્જુ*) | ક્ + ઈ = કી |
| ઉ | ુ | (હ્રસ્વ વરડુ†) | ક્ + ઉ = કુ |
| ઊ | ૂ | (દીર્ઘ વરડુ†) | ક્ + ઊ = કૂ |
| ઋ | ૃ | (ઋકાર) | ક્ + ઋ = કૃ |
| એ | ે | (એક માત્ર) | ક્ + એ = કે |
| ઐ | ૈ | (બે માત્ર) | ક્ + ઐ = કૈ |
| ઓ | ો | (કાનોમાત્ર) | ક્ + ઓ = કો |
| ઔ | ૌ | (કાનો બે માત્ર) | ક્ + ઔ = કૌ |
| અં | ં | (અનુસ્વાર) | ક્ + અં = કં |
| અઃ | ઃ | (વિસર્ગ) | ક્ + અઃ = કઃ |

આ પદમાંના દરેકને જૂદો ઓળખવાને **અક્ષરજ** કહેછે. જેમ કે-કા-કિ-કુ.

---

## જોડાક્ષર.

**૩૭.** બે કે વધારે વ્યંજન એવી રીતે જોડાઈ જાય કે તેમની વચ્ચે કોઈ સ્વર રહેતો નથી, ત્યારે તેને **જોડાક્ષર** કે **યુક્તાક્ષર**

---

* અગિયુ=આગળ કારણકે એ અક્ષરની પાસે લખાય છે.

† વળકુ, વરટ એટલે વળેલું.

કહેછે. જેમ ક્ર, ત્ય, ક્ષ અને જ્ઞ એ જોડાક્ષરછે. ક+ષ=ક્ષ જ+ઞ=જ્ઞ.

## સ્વરના ગુણ તથા વૃદ્ધિ.

૩૮. શબ્દના અર્થમાં ફેરફાર થતાં તેમાં આવેલા સ્વરનું રૂપ બદલાયછે તેને સ્વરના ગુણ તથા વૃદ્ધિ કહેછે. ગુણ તથા વૃદ્ધિ મૂળસ્વરનેજ હોયછે.

| મૂળસ્વર. | ગુણ. | વૃદ્ધિ. | ઉદાહરણ. | ગુણ. | વૃદ્ધિ. |
|---|---|---|---|---|---|
| અ | ... | આ | જનક. | ... | જાનકી. |
| ઈ | એ | ઐ | વિદ. | વેદ. | વૈદિક. |
| ઉ | ઓ | ઔ | બુધ. | બોધ. | બૌધ. |
| ઋ | અર | આર | મૃ. | મર. | માર. |

## સંધીપ્રકરણ. ( सम = સાથે + धी = રાખવું. )

૩૯. જ્યારે બે અક્ષરોપાસે આવી તેમાં કાંઈ ફેરફાર થાય, ત્યારે સંધી ( મેળાપ ) થઈ, એમ કહેવાય છે.

૪૦. સંધીના ૪ પ્રકારછે:-**સ્વરસંધી, અનુસ્વારસંધી, વિસર્ગસંધી, વ્યંજનસંધી.**

૪૧. બે સ્વર એકઠા મળે અને જે નવું રૂપ થાય તેને **સ્વરસંધી** કહેછે. જેમકે:—

(ક) અ+અ =આ: જેમ દૈત્ય+અરિ=દૈત્યારિ.
અ+આ=આ: જેમ રંગ+આરો=રંગારો.
ઈ +આ=યા: જેમ ઘડી+આળ=ઘડયાળ.
ઇ + ઇ =ઈ: વિ+પરિ+ઈત=વિપરીત.
ઉ + ઉ =ઊ: ભાનુ+ઉદય=ભાનૂદય.

(ખ) જો છેડે **અ** અથવા **આ** હોય ને પછી કોઈ બીજો સ્વર આવે તો તેઓની ગુણા કરવી:—

ઉપ+ઇંદ્ર=ઉપેંદ્ર.
જન્+ઈશ્વર=જનેશ્વર.
ગંગા+ઉદક=ગંગોદક.

(ગ) જો અ, આ પછી સંધીસ્વર આવે તો તેઓની વૃધ્ધી કરવી:—

એક+એક=એકૈક. પરમ+ઓષધી=પરમૌષધી.
તથા+એવ=તથૈવ.

**૪૨.** અનુસ્વાર પછી કોઈ અક્ષર આવે ત્યારે તે બેના મેળાપથી જે રૂપ થાય તેને **અનુસ્વારસંધી** કહેછે:—

અનુસ્વાર બે જાતનાં છે:—૧ સંસ્કૃત, ૨ પ્રાકૃત. સંસ્કૃતમાં બિંદુને બદલે અનુનાસિક અક્ષરો લખ'યછે, જેમ સમ્પૂર્ણ; સન્તાપ; સઙ્કલ્પ; આવી રીતે શુધ્ધ લખનારા ઘણાજ થોડાછે; ઘણાખરા પ્રાકૃતની માફક બિંદુ રૂપેજ લખે છે.

(ક) અનુસ્વાર પછી કોઈ સ્વર આવે તો તેનો મ થાયછે. જેમ કે:—સં+આચાર=સમાચાર; સં+આરંભ=સમારંભ.

(ખ) અનુસ્વાર પછી કોઈ સ્પર્શ વ્યંજન આવે તો તે વ્યંજનના સ્થાનનો અનુનાસિક અક્ષર તેને ઠેકાણે થાયછે. જેમકે:—સં+ચય=સઞ્ચય; સં+પૂર્ણ=સમ્પૂર્ણ.

(ગ) અનુસ્વાર પછી કોઈ અસ્પર્શ વ્યંજન આવે તો અનુસ્વાર બિંદુરૂપેજ લખાયછે. જેમકે:—સંયોગ; સંરક્ષણ; સંલગ્ન; વંશ; અંશ; સંસાર; સંહાર.

**૪૩.** વિસર્ગ પછી બીજો કોઈ અક્ષર આવે ત્યારે તે બેના મેળાપથી જે રૂપ થાય તેને **વિસર્ગસંધી** કહેછે:—

(ક) વિસર્ગની પહેલા અ–આ–શિવાય કોઈ સ્વર હોય અને પછી સ્વર કે ઘોષાક્ષર આવે તો વિસર્ગનો ર થાયછે. જેમ:—નિઃ+આધાર=નિરાધાર; નિઃ+ઉપાય=નિરૂપાય; નિઃ+દય=નિર્દય; નિઃ+બળ=નિર્બળ; નિઃ+લજ=નિર્લજ.

(ખ) જો વિસર્ગ પછી ચ અથવા શ આવે તો તેનો શ થઈ જાયછે:—નિઃ+ચય=નિશ્ચય; નિઃ+શ્વાસ=નિશ્શ્વાસ.

(ગ) જો વિસર્ગ પછી ક, ખ, પ, ફ, ટ કે ઠ આવે તો ષ થઈ જાયછે. જેમ:—નિઃ+કપટ=નિષ્કપટ; નિઃ+ફળ=નિષ્ફળ. [અંતઃકરણ; દુઃખ; અતઃપર; પ્રાતઃકાળ.] એ અપવાદો છે.

(ઘ) જો વિસર્ગ પછી ત, થ, કે સ આવે તો તેનો સ થાયછે:—નિઃ+તેજ=નિસ્તેજ; નિઃ+સંશય=નિસ્સંશય. કોઈ વેળા ક આવે

તોપણ સ થાયછે, જેમ કે નમઃ+કાર=નમસ્કાર. [ નિસંશય; પુનસંસ્કાર ] એ અપવાદોછે.

૪૪. બે વ્યંજનના મેળાપ થતાં તે બેમાંના એક કે બેઉ બદલાઈ જે નવું રૂપ થાય તેને **વ્યંજનસંધી** કહેછેઃ—

(ક) ઘોષાક્ષરની પહેલા અઘોષ ગયો હોય, તો તે અઘોષ બદલાઈને તેને ઠેકાણે પોતાના સ્થાનનો ઘોષ અલ્પપ્રાણી થાયછે. તેમજ અઘોષ થવાનો નિયમ.—જેમકે વાક્+દાન=વાગ્દાન; ષટ+આનન=ષડાનન; સત્+આચરણ=સદાચરણ.

(ખ) પહેલા શબ્દને અંતે **દંતસ્થાની** હોય ને પછી **તાલુ** કે **મુર્દ્ધન્ય** અથવા **લ** આવે તો તે બેવડાયછે. જેમઃ—સત્+ચિત=સચ્ચિત; સત્+જન=સજ્જન; ઉત્+લાસ=ઉલ્લાસ.

(ગ) **ત** વર્ગના અક્ષર પછી **શ** આવે, તો **ત** વર્ગના અક્ષરને ઠેકાણે **ચ** અને **શ** નો છ થાયછે; જેમઃ-સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર; ઉત્+શ્વાસ=ઉચ્છ્વાસ; અધ+શેર=અચ્છેર.

(ઘ) આગળ અનુનાસિક આવે તો પૂર્વ શબ્દનો અંત્યાક્ષર પોતાના સ્થાનનો અનુનાસિક થાયછેઃ—જગત્+નાથ=જગન્નાથ; ષટ્+માસ=ષણ્માસ.

---

# પ્રકરણ બીજું.

## શબ્દવિચાર.

૪૫. **શબ્દઃ**—કાને કરીને જે કંઈ ધ્વનિ સાંભળવામાં આવે છે, તેને સાધારણ અર્થમાં શબ્દ કહેછે. માટે, કોઈ પદાર્થના પડવા, તુટવાં, અફળાવાથી, કોઈ પશુ-પ્રાણીના પોકારવાથી-કોઈ માનવના બોલવાથી-જે ધ્વનિ સંભળાય, તે બધા, સાધારણ અર્થપ્રમાણે શબ્દ છે.

ગુજરાતિમાં શબ્દો વિશેષ કરીને સંસ્કૃત મૂળના છે. એઓમાં કેટલાક શુધ્ધ રહ્યાછે. કેટલાકનું ઓછું વત્તું રૂપાંતર થયુંછે, તોયપણ તેમનું મૂળ જાણવામાં આવેછેઃ એવા શબ્દ **અપભ્રંશ** કહેવાયછે. વળી કેટલાક **દેશી** કહેવાયછે, તેમનું મૂળ જણાતું નથી

વળી ગુજરાતીમાં કોઈ પરભાષાના શબ્દો વપડાયછે:—મુસલમાનનું રાજ્ય હતું ત્યારે ફારસી અને અરબી–અને ઇંગ્રજનું રાજ્ય થયું ત્યારથી ઇંગ્રેજી શબ્દો વાપડવામાં આવ્યા. મુસલમાન અને પારસી લોકો પોતાની સાધારણ બોલીમાં પણ ઘણા ફારસી, અરબી, શબ્દો વાપડેછે. હાલમાં ઇંગ્રેજી ભાષા સાધારણ થવાથી ઘણાક ઇંગ્રેજી ભાષાના શબ્દો ગુજરાતીમાં વપડાયછે.

૪૬. શબ્દના મુખ્ય પ્રકાર બે છે:—૧ **આખ્યેય** (પ્રધાન શબ્દ) ને ૨ **અવ્યય.**

૪૭. **આખ્યેય અથવા વિકારી** શબ્દો તે છે કે જેના રૂપમાં ફેરફાર કે વધ-ઘટ થાય. જેમ:—કુતરો-કુતરાને; તે–તેનાથી; સારો-સારી-સારૂ.

૪૮. જેના રૂપમાં ફેરફાર કે વધ-ઘટ થતાં નથી તેને **અવિકારી** કે **અવ્યય** કહેછે; **અને તથા કે.**

૪૯. વિકારી શબ્દોના બે મોટા પ્રકારછે:—૧ **વિષયપદ** ૨ **ક્રિયાપદ.**

૫૦. વિષયપદના ત્રણ પ્રકાર છે:—**નામ, સર્વનામ અને વિશેષણ.**

આ પ્રમાણે બધા શબ્દોના મુખ્ય પાંચ વર્ગ થઈ શકે:—૧ **નામ** ૨ **સર્વનામ** ૩ **વિશેષણ** ૪ **ક્રિયાપદ** ૫ **અવ્યય.**

૫૧. જે શબ્દ વડે પ્રાણી, વનસ્પતિ, પદાર્થ (પછી પ્રત્યક્ષ કે કલ્પિત) વગેરે ઓળખાયછે તેને **નામ** કહેછે. માણસ, ડુંગર, હીરો, ક્રોધ, વગેરે.

૫૨. જે શબ્દ બધા નામને બદલે મુકવામાં આવે તેને (**સર્વ**) **નામ** કહેછે. (બધા) જેમ:—હું, તું, તે, આપણ, પોતે, કોણ.

૫૩. જે શબ્દ બીજા શબ્દનો ગુણ, સંખ્યા જાત, આકાર, કદ વગેરે વિશેષ અર્થ દેખાડે છે તેને **વિશેષણ** કહેછે. જેમ:—રાતો ઘોડો, નવ ચોપડી.

૫૪. જે શબ્દ કોઈ, પ્રાણી કે પદાર્થ વિષે અસ્તિ, સ્થિતિ,

ગતિ, કે કૃતિ વગેરે ક્રિયા બતાવે છે તેને **ક્રિયાપદ** કહેછે. રહ્યોછે, દોડશે, બોલેછે, કરીશ, વગેરે.

**૫૫.** જે શબ્દના રૂપમાં કાંઈપણ વધઘટ ન થતા પોતાને રૂપે રહેછે તેને **અવ્યય** ( **अ=न हीं+व्यय**, ખર્ચ, જેને કાંઈ ખર્ચ નથી ) કહેછે. જેમઃ—અને, તથા-વાહ-ઠીક.

---

## આખ્યેય શબ્દો.

### નામ.

**૫૬.** નામના મુખ્ય પ્રકાર ત્રણ છેઃ—

સામાન્યનામ, વિશેષનામ, ભાવવાચકનામ.

**૫૭.** જે નામ વડે એક સરખા ગુણવાળી અનેક વસ્તુઓ કે પ્રાણીઓ જાણી શકાય તેને **સામાન્યનામ** કહેવુંઃ—પર્વત, નદી, સોનું ચોખા, માણસ, ઝાડ, ગાય.

**૫૮.** જે નામ વડે કોઈપણ એક સ્થળ, માણસ, કે પદાર્થનું ખાસ નામ જણાય તેને **વિશેષ નામ** કહેવું. જેમઃ—સુરત, હીમાલય, કાવસજી, કોહીનૂર.

વિશેષનામથી જો કોઈ વખત ઘણાનો ભાસ થાય અથવા તે ઉપમા તરીકે વપડાય તો સામાન્ય નામજ લેવું. જેમકેઃ—આ **તાનસેનો** ક્યાંથી એકઠા થયા. તે ધર્મે **વિક્રમ** હતો.

**૫૯.** મનોભાવ અને ગુણના નામ, જેને આપણે જોઈ શકતા નથી, પણ મનથી સિદ્ધ કર્યે છીએ તેને **ભાવવાચક નામ** કહેછે. અથવા કોઈ પદાર્થ અથવા પ્રાણીનો કોઈ ગુણ અથવા ભાવ તેનાથી જુદો સમજી ને બોલતાં જે શબ્દ વાપરીએ તેને **ભાવવાચક નામ** કહેછે.

૧ **વિશેષ**—સામાસિક શબ્દો જેવા કે હિંદીમહાસાગર, માબાપ-વગેરે, તથા પર્વત, નદી, ખંડ, દિશા, ખૂણો-અને ધર્મ ઓળખાવનાર શબ્દો ભેગા આવે કે જુદા જુદા આવે, તોપણ તેનું પદચ્છેદ નામ કરવું, જેમ કેઃ—હીમાલય પર્વત, નર્મદા, ઉત્તરદિશા, હિંદુધર્મ, બૌધ્ધ.

૨ કર્મ પ્રમાણે લોકોની જાત કહેવામાં આવે તો નામ, અને ધર્મ પ્રમાણે હોય તો વિશેષણ કહેવું. જેમ—સુતાર, ધોબી, મોચી, **નામ.** અને વિષ્ણુ, જૈન, ખ્રિસ્તિ, એ **વિશેષણ.**

**૬૦.** નામને જાતિવચન અને વિભક્તિ લગાડતાં જે જુદાં જુદાં રૂપ થાયછે તેને **રૂપાંતર** કે **રૂપાખ્યાન** કેહેછે.

---

## જાતિ.

**૬૧.** પ્રાણીઓમાં નરનારીનો જે ભેદછે, તે ઉપરથી ભાષાના હર કોઇ નામની સ્ત્રીપુરૂષપણાં સંબંધનો જે ભેદ જણાય છે તેને જાતિ કહેછે.

**૬૨.** જાતિ ચાર છેઃ—**નર, નારી, નાન્યતર** અને **સામાન્ય જાતિ.**

**૬૩.** જે નામ પોતાના અર્થમાં પુરૂષપણુ દેખાડેછે, અથવા પુરૂષની પેઠે બોલાયછે, અને જેને કેવો લાગેછે તે નર જાતિ જેમઃ—પુરૂષ, બળદ, લાડુ.

**૬૪.** જે નામ પોતાના અર્થમાં સ્ત્રીપણું બતાવેછે અથવા સ્ત્રીની પેઠે બોલાયછે, અને જેને કેવી લાગેછે તે નારી જાતિ. જેમઃ—સ્ત્રી, લેખણુ, ગંગા, ચોપડી, વાડી.

**૬૫.** જે નામ પોતાના અર્થમાં પુરૂષ કે સ્ત્રી કાંઇએ બતાવતું નથી અથવા તેમ બોલાતું નથી અને જેને કેવું લાગેછે તે નાન્યતર ( ન=નહિ+અન્યતર=બેમાંનું એક ) જાતિ, જેમકેઃ— ઝાડ, ઘી, લાકડુ.

ઘણુ કરીને નર જાતિને છેડે ઓ-નારી જાતિને છેડે ઈ, અને નાન્યતરને છેડે ઉ આવેછે; આથી-**ઓ, ઈ, ઉ** એને જાતિદર્શક પ્રત્યયો કહેછે.

પ્રવાહી પદાર્થનાં નામો ત્રણે જાતિના હોયછે.-નર=દારૂ, સરકો, નીરો, પારો, સરેવો, અરક. નારી=કઢી, બાસુદી, ચા, થૂંક, મલાઈ, તાડી. નાન્યતર=પાણી, જળ, ઘી, દૂધ, નીર, આસું.

**૬૬.** જેની જાતિ જણાય નહિ, અથવા જેમાં નર અને નારી

એ બેઉનો ભેગ હોય તો **સામાન્યજાતિ** કહેવી, જેમઃ—દોસ્ત, લોક, તે, વગેરે.

કોઈ સ્ત્રીવાચક શબ્દ નાન્યતરછે, બકરૂ, ઠકરાળું. વળી કેટલાક પ્રાણી નર કે માદા હોય, તોયપણ તેમની સંજ્ઞા નરજાતના નામછેઃ જુવો, મચ્છર, માકડ, ચાંચડ ઈ૦. કેટલાક નારી જાતિમાંજ કહેવાયછેઃ—ખીસકોળી, જળો, જૂ, ઘો.; અને કેટલાક નાન્યતર બોલાયછેઃ—ગલુડું, ઘનેરૂ વગેરે.

## ૬૭. જાતિના વિશેષ પ્રત્યયો.

અકારાંતઃ—

**નર**—હાથ, પગ, બળદ, નર, ગજ, પાઠ.

**નારી**—ગાય, ભેંસ, ચીજ, વાત, ચીટ.

**નાન્ય**—ગામ, કામ, નામ, શરીર, મન, બળ.

આકારાંતઃ—

**નર**—રાજા, પિતા, આત્મા, મહિમા, ચંદ્રમા.

**નારી**—કથા, વાર્તા, બાધા, પ્રજા, વિદ્યા.

**નાન્ય**—ધોળકા, કલકત્તા, વાંસડા.

ઈકારાંતઃ—

**નર**—ભાઈ, જમાઈ, સોની, મોચી, ધોબી.

**નારી**—પ્રીતિ, રીતિ, ચોપડી, છોડી.

**નાન્ય**—ઘી, પાણી, બી, મોતી, પક્ષી.

ઉકારાંતઃ—

**નર**—હેતુ, લાડુ, વાયુ, સાબુ, સાધુ, કાજુ.

**નારી**—સાસુ, વહુ, જુ, વસ્તુ, લુ.

**નાન્ય**—પશુ, આંસુ, રૂ.

એકારાંતઃ—

**નર**—ખે (ક્ષય) ભે, મે (મેઘ) જે (જય) વે (વેહ).

**નારી**—હરડે, વલે, ચે (ચેહ) ખે (ખેર=ધૂળ).

ઐકારાંતઃ—

**નર**—ખૈ (ક્ષય) સૈ (માપ,) અતૈ (અભંગ ગવૈયો).

**નારી**—ક્ષૈ ( ખાસી ) પવે.
**નાન્ય**—પૈ ( પયડુ ) દૈ ( દૈવ ).

ઓકારાંત:—
**નર**—ભો, પો.
**નારી**—જલો, છો, ઘો, બો, ગળો, ખો.
**નાન્ય**—મોં, પો ( પગડું ).

ઔકારાંત:—
**નર**—રૌ ( બળાત્કાર. )
**નારી**—ગૌ ( ગાય. )

## વચનવિષે.

**૬૮.** કોઈ પ્રાણી કે પદાર્થનું નામ બોલતાં એક છે કે એક કરતાં વધારેછે એ જેથી જણાયછે–તેને **વચન** કહેછે. વચન બે છે:—**એકવચન ને બહુવચન.**

**૬૯.** જે નામ બોલતાં એક પદાર્થ કે પ્રાણી જણાય તે **એકવચન.** જેમ:—છોકરો, ઘોડો.

**૭૦.** જે નામ બોલતાં એક કરતાં વધારેછે એવું જ્ઞાન થાય તો તેને **બહુવચન** કહેવું. જેમ:—છોકરા, ઘોડા.

**૭૧.** ગુજરાતીમાં એક વચનનો પ્રત્યય નથી, પણ મૂળ રૂપજ રહેછે. બહુ વચનમાં ઘણું કરીને ઓ ( સંસ્કૃત **अस** નો અપભ્રંશ ) લાગેછે. જેમ:—છોકરાઓ, બાઈડીઓ વગેરે.

**૭૨.** ઓકારાંત નર જાતિ અને ઉકારાંત નાન્યતરનું બહુ વચન કરતાં પહેલાં 'ઓ'-નો-'આ' અને ઉ નો આં કરવો, જેમ:—ઘોડો, ઘોડા, ઇંડું, ઇંડાં ( કોઈવાર છેડે **ઓ** ઉમેરવો જેમ ઘોડાઓ. )

**૭૩.** આકારાંત, ઇકારાંત, અને ઉકારાંતમાં બહુ વચન કરતી વેળા ઓ ઉમેરવો. જેમ:—રાજાઓ, લાકડીઓ, લાડુઓ.

**૭૪.** એ, ઐ, અને ઔકારાંત નામોને બહુ વચનનો કોઈબી પ્રત્યય લાગતો નથી. જેમ:—લ્હે, વળે, જળો, રૌ.

**૭૫.** જથ્થો બતાવનારાં નામોમાં કેટલાંએક એક વચનમાંજ

રહેછે. જેમકેઃ—ઘી, ખાંડ, ગોળ, શાકર, દુધ, મીઠું, સુનું, મેથી, હીંગ, પાણી, માટી, દેવતા, ભોંય વગેરે. આમાંનાં કોઇને વખતે જુદી જુદી જાત બતાવવાને બહુ વચન લાગેછે. જેમ તેણે ઘણાં દેશનાં પાણી પીધાંછે. ઘીકાંટે ત્રણ જાતનાં ઘી વેચાયછે; દેવતા=દેવો (બહુ વચન).

૭૬. કેટલાંક નામ બહુ વચનમાંજ રહેછે. જેમ મગ, ઘઉં, મઠ, અડદ, તલ, મરી, ફાંફાં, ધાણા, ચણા, વટાણા, મઠ વગેરે. પણ મગ, ઘઉ, વગેરે નામો એકેક કણ જુદો લેતા, અથવા જૂદી જૂદી જાત દેખાડતી વેળા એક વચનમાં વપડાઈ શકાય. જેમઃ—કાઠા ઘઉં કરતાં વાજીઓ ઘઉં ઘણો કસદારછે.

---

## વિભક્તી.

૭૭. વિભકતી ( वि+भंज-ભાંજવું ) એટલે વહેંચી જુદા પાડવું તે.

વાકયમાં નામ અને ક્રિયાપદ વચ્ચે, અને નામ નામની વચમાં અનેક સંબંધ હોય છે, એ સંબંધ બતાવવાને નામના પ્રત્યય લાગીને અથવા લાગ્યાવગર જે રૂપ થાયછે તેને નામની **વિભકતી** કહેછે.

૭૮. જે અક્ષરો શબ્દને છેડે લાગીને વાકયમાં સંબંધ જણાવેછે તેને વાકયમાં સંબંધ જણાવનાર **પ્રત્યયો** કહેછે, એટલે વિભકિતના પ્રત્યયો કહેછે.

૭૯. વિભક્તીઓ પેહલી, બીજી એમ સાત છે. આઠમી વિભકિતને સંબોધન કહેછે તે નામ દેઇને બોલાવવાને અર્થે વપડાયછે.

| વિભક્તી. | નામ. | પ્રત્યય. | સામાન્ય અર્થ. |
|---|---|---|---|
| ૧. | પ્રથમા | (નથી) | કર્ત્તા, ( ગતી, કાળ, પરિમાણ વગેરે ). |
| ૨. | દ્વિતીયા | ( નથી ) કે ને | કર્મ. |

| | | | |
|---|---|---|---|
| ૩. | તૃતીયા | એ | કર્ત્તા, કરણ, સાધન, સહિત્ય. |
| ૪. | ચતુર્થી | ને* | સંપ્રદાન, કારણ. |
| ૫. | પંચમી | થી, થકી. | અપાદાન, અંતર, કરણ, કારણ, કર્ત્તા, સંબંધ વગેરે. |
| ૬. | ષષ્ઠી | નો, ની, વગેરે | સંબંધ, માલિકી, કબજો. સગાઈ, વાસ, કાળ વગેરે. |
| ૭. | સપ્તમી | માં†, એ. | અધીકરણ, ઠેકાણું, સમય, કીંમત. |
| ૮. | સંબોધન | (નથી) | કોઈને બોલાવવું હોય ત્યારે. |

* 'ને' ક્રિયાપદનો કર્મ હોય તો બીજી પણ જો એની સાથે, માટે સારૂ કે કાજે વગેરે લાગે તો ચોથી લેવી. વળી કોઈવાર નામની આગળ 'ને' પ્રત્યય આવે ત્યા છઠ્ઠીનો પ્રત્યય 'નો' કે 'નું' ની સાથે ત્રીજી કે સાતમીનો 'એ' ભળીને થયલોછે. એને સંબંધ ઉપરથી છઠ્ઠી સાથે સાતમી કે છઠ્ઠી સાથે ત્રીજી લેવી. જેમકે, **રામદાસને** છોકરે ગાળો દીધી (૬+૩) હું **નગીનદાસને** ઘેર બેઠો (૬+૭) **મગનને** હાથે વિંટી છે (૬+૩) તેમજ ઘરને છાપરે નેવાંછે (૬+૩) ઘરની ત્રીજી વિભક્તિ ઘેર થાયછે.

છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો કવિતામાં **તણો, તણી:** વગેરે, અથવા **કેરો, કેરી** વગેરે વપડાયછે.

સાતમીનો પ્રત્યય કવીતામાં કોઈ વેળા '**મોઝાર**' આવેછે; ત્યાં **તેને** શબ્દયોગી કરવો ને તેની આગળીના નામને છઠ્ઠીમાં લેવું. જેમ, **વસતાં વન મોઝાર.** સાતમી વિભક્તિને સમાન અર્થના માહે, અંદર, વિષે, મધ્યે, ઈ૦ શબ્દયોગી વપડાયછે. તે ઠેકાણે તે નામોની છઠ્ઠી લેવી.

† જ્યાં અંદર બતાવવું હોય ત્યાં 'માં' આવેછે, ઉપર દેખાડવું હોય ત્યા 'એ' આવેછે. ઘરમાં, માથે.

જ્યારે 'એ' કર્તા, કરણ, કારણ, દેખાડે તો ત્રીજી કરવી; પણ ઉપર, આગળ, પાસે, તરફ એવો ઠેકાણાનો અર્થ બતાવે અથવા સમય બતાવવા વપડાય તો સાતમી કરવી જેમકે:—તે માળે ચઢયો, સહવારે અવજો. આ જ્યારે '**એ**' નો અર્થ **પણ** થાય ત્યારે છૂટો લેવો, ને ક્રિયાવિશેષણ અવ્યય કરવો, જેમ, હું **એ** આવીશ, લોટો **એ** ગયો.

## ૮૦. એક વચન.

| | | |
|---|---|---|
| ૧ રથ | મા | નદી |
| ૨ રથ (ને) | મા (ને) | નદી (ને) |
| ૩ રથે | માએ | નદીએ |
| ૪ રથને | માને | નદીને |
| ૫ રથથી | માથી | નદીથી |
| ૬ રથનું-ના | મા-નો | નદીનું |
| ૭ રથે-માં | માએ-મામાં | નદીએ-માં |
| સં૦ રથ | મા | નદી |

## બહુવચન.

| | |
|---|---|
| ૧ છોકરા, છોકરાઓ. | નદીઓ. |
| ૨ છોકરા (ને), છોકરાઓ-(ને). | નદીઓ (ને). નદીઓએ. |
| ૩ છોકરાએ. | |
| ૪ છોકરાને (માટે, સારૂ). | નદીઓને. |
| ૫ છોકરાથી. | નદીઓથી. |
| ૬ છોકરાનું-ના-ઈ૦ | નદીઓનું-ઈ૦. |
| ૭ છોકરામાં. | નદીઓમાં. |
| ૮ છોકરા. | નદીઓ. |

## સર્વનામ.

૮૧. સર્વનામ ૭ પ્રકારના છે:—૧. **પુરૂષ વાચક.** ૨. **સ્વાર્થ કે સ્વવાચક.** ૩. **દર્શક.** ૪. **સંબંધી કે તત્પદાપેક્ષક.** ૫. **અનિશ્ચિત** અને ૬. **પ્રશ્નાર્થક.**

૮૨. બોલનાર પુરૂષ પોતાને સારૂ, અને જેની સાથે બોલેછે તેને સારૂ, અને જે પુરૂષ કે વસ્તુવિષે બોલેછે તે નામને સારૂ જે શબ્દો વાપરે છે તેને **પુરૂષવાચક સર્વનામ** કહેછે ને ત્રણછે:—

| **એકવચન.** | **બહુવચન.** |
| --- | --- |
| ૧ હું. | (અમે કે આપણે)—બોલનાર અથવા જે બોલેછે તે. |
| ૨ તું. | (તમે, આપ)—જેની સાથે બોલેછે તે. |
| ૩ તે. | (તેઓ)—જેનેવિષે બોલેછે તે. |

**આપણે**—એ **પ્રથમ દ્વીતીય સંધાર્થ**—બોલનાર જેની સાથે બોલેછે તેને સાથે ગણીને બોલે ત્યારે '**આપણે**' વાપરે છે. **તમેને** બદલે માનાર્થે '**આપ**' વપડાયછે.

૮૩. કોઈ પણ પુરૂષવાચક સર્વનામની સાથે પોતાપણાનો અર્થ સામેલ કરવાને જે શબ્દો વપડાયછે તેને **સ્વાથસર્વનામ** કહેછે. જેમ,-**પોતે** (એને બદલે, **પંડે**, **જાતે**, **આપોઆપ**, **હાથે**, **મેળે**, પણ આવેછે.)

આ શબ્દોની પૂર્વે ૬ ઠ્ઠીનું નામ કે સર્વનામ આવે ત્યારે તેઓને નામ તરીકે લેવા.

૮૪. સવાલ પુછવામાં વપડાય તે **પ્રશ્નાર્થક સર્વનામ**; **કોણ**, કયો, કઈ, કયું; શો, શી, શું.

**કોણ** એ પ્રાણીવાચકનેજ લાગેછે; **કયો**, **કઈ**, **કયું**, એ પ્રાણીવાચક અને અપ્રાણીવાચક બન્નેને લાગેછે; ને **શો**, **શી**, **શું**, એ અપ્રાણીવાચકનેજ લાગેછે.

૮૫. આગળ જેને વિષે વાત થઈ ગઈ હોય તે નામને જાણે આંગળીએ કરીને બતાવતાં હોય એવો અર્થ જે દેખાડેછે તેને **દર્શક સર્વનામ** કહેછે. જેમ:—આ, એ, પેલો, ફલાણો વગેરે.

૮૬. પહેલાં બોલેલી કે સમજેલી કોઈ વાર્તા વિષે જ્યારે ફરીથી વાત થાયછે ત્યારે જે સર્વનામ વપડાયછે તેને **સંબંધી સર્વનામ** કહેછે. જેમ:—**જે**, **તે**.

૮૭. જે સર્વનામ મોઘમપણું બતાવેછે તેને **સામાન્ય** કે **અનિશ્ચિત** કહેછે. જેમ:—**કોઈ**, **કંઈ**, **કાંઈ**, **સર્વ**, **સહુ**, **દરેક**, **હરેક**, **કેટલા**, વગેરે.

---

## ૮૮. 'હું'ના રૂપાખ્યાપન (નર કે નારી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ હું. | અમે,અમો,આપણ,આપણે. |
| ૨ મને, મુને, મજને, હુને. | અમને,અમોને,આપણને. |
| ૩ મેં, મારે. | અમે, અમોએ, અમારે, આપણે. |
| ૪ મને, મુને, મુજને, મારે. | અમારે,આપણે,અમને,અમોને. |
| ૫ મારાથી,મુજથી,મજથી, હુંથી. | અમારાથી, અમથી, અમોથી, આપણથી,આપણાથી. |
| ૬ મારો-રી-રૂં-રા-રાં-મુજ-અમારો-રી-રૂ-રા-રાં. | અમારો-રી-રૂ-રાં, આપણો-ણો-ણી-ઈ. |
| ૭ મારામાં,હુંમાં,મુજમાં, મજમાં. | અમારામાં, અમમાં, અમોમાં, આપણામાં. |

એક જણ બોલનાર હોય, તોપણ મોટાઈ દેખાડવાને પોતાને બહુવચનમાં બોલી **અમે** વાપરેછે. વર્તમાનપત્રના અધિપતિ, ને રાજ્ય કરનાર એજ રૂપ વાપરેછે, પણ તેમાં કોઈ બહુપણાંનો અર્થ હોયછે, એટલે અધિપતિને રાજકર્ત્તાઓ લોકોના પ્રતિનિધિ દાખલછે.

---

## ૮૯. 'તું'ના રૂપાખ્યાપન.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ તું. | તમે, તમો, આપ. |
| ૨ તને, તુને, તુજને, તજને. | તમને, તમોને, આપને. |
| ૩ તેં, તારે. | તમે, તમોએ, તમારે, આપે. |
| ૪ તને,તુંને,તુંજને,તજને,તારે. | તમને, તમોને, તમારે, આપને. |
| ૫ તારાથી, તુંજથી, તુંથી, તજથી. | તમારાથી, તમથી, તમોથી, આપથી. |
| ૬ તારો-રી-ઈ૦, તુંજ. | તમારો, આપનો. |
| ૭ તારામાં, તુંજમાં, તજમાં, તુંમા. | તમારામાં, તમમા, તમોમાં, આપમાં. |

તું બહુ હલકાને કે નાનાને લગડાય, પરંતુ બહુ પ્યાર જે ઉપર છે તેને પણ એકવચનજ શોભે છે; જેમઃ—**માને, સ્ત્રીને, પરમેશ્વરને** તું કહેવાયછે.

---

## ૯૦. 'તે'ના રૂપાખ્યાપન.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ તે, તેણી. | તે, તેઓ. |
| ૨ તેને. | તેમને, તેઓને. |
| ૩ તેણે. | તેમણે, તેઓએ. |
| ૪ તેને. | તેમને, તેઓને. |
| ૫ તેનાથી, તેથી. | તેમનાથી,તેઓથી,તેઓનાથી. |
| ૬ તેનો,ની, નું. | તેમનો-ની-નુંતેઓનો-ની-નું. |
| ૭ તેમાં, તેનામાં. | તેમનામાં,તેઓમાં,તેઓનામાં. |

---

## ૯૧. 'આ*'ના રૂપાખ્યાપન.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આ. | આ. |
| ૨ આને. | આમને. |
| ૩ આણે. | આમણે. |
| ૪ આને. | આમને. |
| ૫ આથી. | આમનાથી. |
| ૬ આનો-ના-નું. | આમનો-ની-નું. |
| ૭ આમાં. | આમનામાં. |

---

* બહુ પાસેના પદાર્થને સારૂ **આ, એ** વપડાયછે, અને તેથી દુર નાને વાસ્તે **પેલો, ઓલ્યો,** વપડાય છે, **આ, એ, તે.** એ ત્રણે જાતિમાં સરખાં રહેછે. **પેલો, ઓલ્યો** એમને જાતિદર્શક પ્રત્યયો લાગેછે.

## ૯૨. 'એ'ના રૂપાખ્યાપન.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ એ. | એ, એઓ. |
| ૨ એને. | એઓને, એમને. |
| ૩ એણે. | એ ઓએ, એમણે. |
| ૪ એને. | એઓને, એમને. |
| ૫ એથી, એનાથી. | એઓથી, એમનાથી. |
| ૬ એનો-ની-નું-ઈ૦. | એઓનો, એમનો. |
| ૭ એમાં, એનામાં. | એઓમાં, એમનામાં. |

---

## ૯૩. પ્રશ્નાર્થ 'શો'ના રૂપાખ્યાપન.

શો એ શબ્દને માત્રા પ્રથમાજછે.

૧ શો શા.

શી એ શબ્દને માત્ર પ્રથમાજછે.

શી શી, શીશી.

શું એ શબ્દ દ્વિતીયાથી બન્ને વચનમાં સરખાછે.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ શું. | શાં |
| ૨ શેં, ને. | ( શેંને રાઈ દેવીછે? ). |
| ૩ શેં, શેંણે. | ( રડેછે શેણે ). |
| ૪ શા, શાને, | શેને, સારૂ. |
| ૫ શાથી. | |
| ૬ શાનો-ની-નું. | શેંનો-ની-નું. |
| ૭ શાં, શાનામાં. | શેં, શેનામાં. |

---

## ૯૪. 'કોણ, પોતે, કોઇ' ના રૂપાખ્યાન.

### એકવચન અને બહુવચન સરખાંજછે

| | |
|---|---|
| ૧ કોણ, પોતે. | કોઇ. |
| ૨ કોણને, કેને, પોતાને. | કોઇને. |
| ૩ કોણે, કેણે, પોતે. | કોઇએ. |
| ૪ બીજી માફક. | |
| ૫ કોણથી, કેનાથી, પોતાથી. | કોઇથી. |
| ૬ કોણનો, કોનો, પોતાનો. | કોઇનો. |
| ૭ કોણમાં, કેનામાં, પોતામાં | કોઇમાં. |

**૯૫. કોણ** એ ત્રણ જાતિમાં એકજ રૂપે રહેછે, **કયો** અને **શું** એમને જાતિદર્શક પ્રત્યય લાગેછે. કોઈવાત વિષે બિલકુલ અજાણ હોઇએ ત્યારે તેની પ્રથમ ખબર મેળવવાના સવાલમાં **કોણ** અને **શું** વપરાયછે.

**૯૬.** વિશેષ—૧ સર્વનામ જે નામને બદલે મુકવામાં આવ્યું હોય તે નામની-જાતિ અને વચન સર્વનામને લાગેછે.

૨ દર્શક સંબંધી વગેરે સર્વનામ આગળ તરતજ નામ આવે તો તેને વિશેષણ તરીકે લેખવાં.

૩ પોતે, આપણે, તમે-અમે એ સર્વ નામો પહેલી તેમજ ત્રીજીમાં એકજછે માટે એમાંના એકાદને બદલે વાકયમાં નામ મુકીને તેને વિભક્તિના પ્રત્યયો લગાડીને, અથવા તેઓને એક વચનનાં રૂપમાં ફેરવીને વિભક્તિના પ્રત્યયો મુકરર કરવા. જેમઃ—**અમે** બોલ્યા = એટલે **માણસ** બોલ્યા; અને **અમે** ખાધું; એટલે માણસે ખાધું.

૪ સર્વનામ વાળા શબ્દની શરૂઆતે **અ, આ** કે **મ** આવે તો પેહેલા પુરૂષ; **ત** આવે તો બીજો, અને **તે** આવે તો ત્રીજો પુરૂષ જાણવો.

૫ જ્યારે '**તે**' એ વાકયનો સંબંધ દેખાડે ત્યારે તેનું પદચ્છેદ કારણદર્શક વિશેષણ લેવું, અને તેનો વિશેષ્ય કારણ લેવું. જેમ, દીવો કર્યો, **તેથી** અંધારૂં ટળ્યું; તે પડયો **તેથી** તેનું માથું ફુટયું.

૬ પગથી **તે** માથા સુધી, મુંબઈથી **તે** સુરત સુધી આવાં વાકયમાં, **તે** ઉભયાન્વયી અવ્યય લેવું.

૭ **તેથી** અને **તેમાં** નાન્યતર જાતિમાંછે. **તેનાથી** અને **તેનામાં**, નર કે નારી જાતિમાંછે.

---

## વિશેષણ.

**૯૭.** વિશેષણ જે શબ્દનો ગુણ, સંખ્યા, વગેરે દેખાડેછે તે તેનો **વિશેષ્ય** સમજવો; વિશેષણની જાતિ-વચનને વિભક્તિ તેના વિશેષ્ય પ્રમાણે લેવી.

**૯૮.** વિશેષણના રૂપઉપરથી તેના બે વર્ગ પડેછે;—**વિકારી**, અને **અવિકારી.**

**૯૯.** જેને જાતિદર્શક પ્રત્યયો આ, ઈ, ઉ લાગેછે તે **વિકારી.** જેમ:—સારો, સારી, સારૂં; રાતો, રાતી, રાતું.

**૧૦૦.** જેને જાતિદર્શક પ્રત્યયો લાગતા નથી તે **અવિકારી.** જેમ:—લાલા, આળસુ, ગોલ, પાપી, દયાળુ વગેરે.

**૧૦૧.** વિશેષણનો વિશેષ્ય આપેલો હોયછે ત્યારે વિભક્તિ કે બહુ-વચનના પ્રત્યયો માત્ર વિશેષ્યનેજ લાગેછે. જેમ:—સારા છોકરાને પણ ત્રીજી અને સાતમીનો **એ** પ્રત્યય બોલાયછે, જેમ:—**સારે** ઘોડે, **ઘણે** પૈસે.

**૧૦૨.** જ્યારે વિશેષણ એકલું આવે ત્યારે તેને જાતિના અને બહુ વચનના પ્રત્યયો લાગેછે અને ત્યારે તેનું પદચ્છેદ નામ લેવું. જેમ:— કોણ રાય કે રંક? કોણ રૂડાં કે ભુંડાં?

**૧૦૩.** મુએલા માણસના નવથી પંદર દિવસ બોલતાં **નવમું**, **દશમું** વગેરે કહેવાયછે તેનું પદચ્છેદ નામ કરવું.

**૧૦૪.** તુલના એટલે વત્તા ઓછા ગુણનો મુકાબલો કોઈ પણ બે નામ વચ્ચે કરવો હોય ત્યારે પહેલા નામની સાથે **કરતાં** અથવા **થી** મેળવ્યાથીથાયછે. જેમ:—રાજા **કરતાં** પ્રધાન વધારે બુદ્ધિ છે; **કાજળથી** કાળું કયું?

**૧૦૫.** જ્યારે જુદી જુદી જાતિના વિશેષ્ય હોય અને તેની પછી જે વિશેષણ આવે અથવા તેમને બદલે જે સર્વનામ આવે

તે નાન્યતર જાતિમાં હોયછે. જેમ:—તેની પાસે સસલો, કુતરી અને મેંઢું છે, તે ઘણાં માયાળું છે; એમાં **તે** અને **માયાળું** નાન્યતર જાતિમાં લેવાં.

**૧૦૬.** જ્યારે વિશેષણ **છ, હો, થા** વગેરે **ક્રિયા રહિત** ધાતુનો ગુણ બતાવે ત્યારે તે વિશેષણજ લેવું, પણ બીજી ક્રિયાનો ગુણ બતાવે તો ક્રિયાવિશેષણ અવ્યય લેવું. જેમ:—તે **શુરો** હતો, લોકો **ભલાં** નથી. ( વિશેષણ ).

હીસાબ કરવા **બહુ** ગમેછે, તેઓ **સારૂં** લખેછે. ( ક્રિ. વિ. અવ્યય. )

**૧૦૭.** વિશેષણના ત્રણ પ્રકારછે:—૧ **ગુણવાચક.** ૨ **સમુચ્ચવાચક.** ( બહ્વર્થ ). જેમ:—ઘણું, થોડું, સઘળું, જરા. ૩ અને **સંખ્યાવાચક.**

(ક) કોઈપણ પ્રાણીકે પદાર્થની **જાત, આકાર, કદ, ગુણ,** વગેરે બતાવનાર વિશેષણને **ગુણવાચક વિશેષણ** કહેછે; જેમ;—ભલો, ડાહ્યો, લાંબો, વગેરે.

(ખ) સંખ્યાનો અર્થ બતાવનાર વિશેષણને **સંખ્યાવાચક વિશેષણ** કહેછે; જેમ:—દશ, પંદર પહેલો વગેરે.

**સંખ્યાવાચકના** છ પ્રકારછે:—

૧ કેવળ **સંખ્યાવાચક** વિશેષણ—એક, બે, ત્રણ વગેરે.

૨ ક્રમસંખ્યાવાચક વિશેષણ—કોઇપણ હારમાં અમુક વસ્તુ કેટલામીછે, એવું સંખ્યાના જે રૂપથી માલૂમ પડેછે તે રૂપ. જેમ:— **પહેલો, પંદરમો, વીશમો.**

૩ આવૃત્તિવાચક વિશેષણ—અમુક **સંખ્યા** કેટલી વખત છે એવું દેખાડવા માટે એ વપરાયછે:—બેવડું, ત્રેવડું, ચોવડું.

૪ સંખ્યાંશ વાચક વિશેષણ—જે વિશેષણ આખી સંખ્યાનો ભાગ બતાવેછે તે. જેમ:—પા, અડધો, પોણો, સવા, દોઢ વગેરે.

**પા**=એ **પાદઃ** ( ચતુર્થાંશ -૧- અથવા $\frac{1}{4}$ ) નો અપભ્રંશ છે. **સવા**= **સપાદ,** સ = સાથે + પાદ $\frac{1}{4}$ એટલે પાદ સાથે ( એક ). પોણું = **પા**

+ ऊन = ઉણું, ઓછું: (એકમાંથી) પા ઓછું. **સહુડા એ** સાર્ધનો અપભ્રંશછે, स + अर्ध એટલે અર્ધસહિત—અરધા સાથે.

---

# પ્રકરણ ત્રીજું.

## ક્રિયાપદ.

**૧૦૮. ક્રિયાનો કરનાર તે ક્રિયાપદનો કર્ત્તા કહેવાય.**

સાધારણ રીતે ક્રિયાપદને કોણથી પ્રશ્ન પુછવાથી **કર્ત્તા** ઓળખાયછે; જેમ કે:—છોકરો લખેછે. સ૦—કોણ લખેછે? જ૦—**છોકરો,** માટે **છોકરો** કર્ત્તા.

**૧૦૯.** ક્રિયાનો ખમનાર **અથવા** કર્ત્તાનું ઉપજાવેલું ફળ તે **કર્મ** કહેવાય; અથવા સકર્મક ક્રિયાપદનો કર્ત્તા જે વિષયને ઉપજાવે અથવા જેને વાપરે, અથવા જેનાપર ક્રિયાનો વેપાર પહોંચાડે તે **તેનું કર્મ** કહેવાય.

ક્રિયાપદ સાથે કોણને અથવા શુંથી સવાલ પુછવો, જે જવાબ આવે તે **કર્મ** જાણવો. જેમ:—સુથાર **પેટી** ઘડેછે. સ૦—શું ઘડેછે? જ૦—**પેટી** (કર્મ).

**૧૧૦.** ક્રિયાપદના મુખ્ય વર્ણ બે છે.—**સકર્મક, અને અકર્મક.**

એ ઉપરાંત બીજા ૫ વિભાગ પાડી શકાય. જેમકે:—**૧ ભાવકર્ત્તુક, ૨ અકર્ત્તુક, ૩ ઉભય વર્ણ, ૪ દ્વીકર્મી, ૫ અનુકરણ-વાચ્ય.**

**૧૧૧.** જેમાં કર્મ હોતો નથી, અથવા જ્યારે કર્ત્તાની ક્રિયા બીજા માણસ કે વસ્તુઉપર લાગુ પડતી **નથી** ત્યારે **અકર્મક ક્રિયાપદ** જાણવો ( अ=**નહીં**+**कर्मक** કર્મ વગરના ); જેમ:—તે દોડે છે.

**૧૧૨.** જેમાં કર્મ હોય, **અથવા** જ્યારે કર્ત્તાની ક્રિયા બીજી વસ્તુ અથવા માણસ ઉપર લાગુ પડે, ત્યારે **સકર્મક ક્રિયાપદ** જાણવા (**स=સાથે+कर्मक**=કર્મવાળા); જેમ:—છોકરો ચોપડી **વાંચે છે.**

**૧૧૩.** જે ક્રિયાપદનો કર્ત્તા છૂટો જણાતો નથી પણ તેના ભાવાર્થમાંજ સમાયલો હોય છે તેને **ભાવકર્તૃક ક્રિયાપદ** કહેછે. જેમકે:—મારા પેટમાં **દુઃખે** છે; એમાં મારૂં **ચાલતું** નથી; મને પેલા જયાનંદ જોડે **બનતું નથી.** આમાં, **દુઃખવાનું, ચાલવાનું, બનવાનું,** વગેરે ક્રિયાનો **ભાવાર્થ** કર્ત્તા તરીકે લેવું; અને ક્રિયાપદ હમેશાં ત્રીજા પુરૂષ નાન્યતરજાતિ અને એક વચનમાંજ લેવું.

**૧૧૪.** જે ક્રિયાપદનો કર્ત્તા જણાતો ન હોય, તેમજ ભાવાર્થમાં પણ ભેળેલો ન હોય પણ અધ્યાહાર જેવો હોય તેને **અકર્તૃક** કહેવો. જેમ:—**ગમે** તેમ કર; **રૂચે** તેમ લખ. એમાં કર્ત્તા "જે" અધ્યાહાર જેવોછે.

**૧૧૫.** જે ક્રિયાપદ કોઈવાર સકર્મક ને કોઈવાર અકર્મક તરીકે વપરાતા હોય તે **ઉભયવર્ણ** (ઉભય=બે) ક્રિયાપદ કહેવાય. જેમ:—છાપરૂં ગળેછે (અકર્મક). છોકરો પાણી ગળેછે (સકર્મક). **વહે, રમ, ભાગ, મલ, ફસ,** ગા, વગેરે ધાતુઓ ઉભયવર્ણ છે.

**૧૧૬.** કેટલાક સકર્મક ક્રિયાપદને બે કર્મ હોય છે. ૧ ઉપસ્થ (ઉપ=પાસે+સ્થ=રહેનાર) એટલે ક્રિયાપદની પાસે રહેનાર. ૨ અનુપસ્થ (અન=નહી+ઉપસ્થ) એટલે છેટેનું કર્મ. એવા ક્રિયાપદને **દ્વિકર્મી** કહેવા.

જેને કંઇ અપાયછે અથવા કર્ત્તાની ક્રિયા પ્રાપ્ત થાયછે, એવા નામોને **અનુપસ્થ કર્મ** તરીકે લેવાં; તેને હમેશા '**ને**' પ્રત્યય લાગેલો હોયછે. જેમ:—તેણે **મને** રૂપિઓ આપ્યો, એમાં મને (અનુપસ્થ) રૂપિઓ (ઉપસ્થ) કર્મછે.

**૧૧૭.** જાનવરોનું બોલવું કે પદાર્થનો અવાજ બોલી બતાવતાં જે ક્રિયાપદો વપરાયછે. તેને **અનુકરણવાચ્ય** ક્રિયાપદ કહેછે. જેમ:—પાડો **હુણહુણેછે;** નોબત **ગડગડેછે;** ખીચડી **ખદખદેછે.**

---

## ધાતુ. (મૂળ).

**૧૧૮. જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાયછે, તે મૂળનું નામ ધાતુ પાડયું છે.**

ક્રિયાપદનું **અનિયમિતવર્ત્તમાનકાળના** બીજા પુરૂષના એક-વચનમાં આજ્ઞાર્થે જે રૂપ થાય તેજ **ધાતુ.** જેમઃ—તું લખ, તું લખાવ.

ધાતુમાં પ્રેરકભેદનો પ્રત્યય હોય તો તે પણ લેવો, પણ શકયભેદનો 'આ' અથવા 'વા' પ્રત્યયને ન લેવો. જેમઃ—કરા, પીવા; એનો ધાતુ **કર** અને **પી.** કેટલાક વૈયાકરણીઓ **વંચાયછે** એનો ધાતુ **વંચા** અથવા **વાંચ** ધાતુનો શકયભેદ એમ લેવા કહેછે.

વિશેષ—સંસ્કૃતમાં જે ધાતુ કહેવાયછે, તે શબ્દનો મૂળાર્થ જણાવ-નારૂં એક અતિ ટુંકું રૂપ છે. ગુજરાતીમાં તે રૂપ વપરાતું નથી, માટે આ ભાષામાં વપરાયલું સૌથી ટુંકું રૂપ તેને ક્રિયાપદનું મૂળ કહીએ છીએ. **કર** ક્રિયાપદનો ધાતુ સંસ્કૃતમાં કૃ છે. આ રૂપ ગુજરાતીમાં નથી, માટે **કર** આ રૂપજ આવેછે તેને **મૂળ** કહિયે. "**ધાતુ**" આ શબ્દ વાપરિયે ત્યારે સંસ્કૃતમાં જે સૌથી ટુંકું રૂપ તે સમજવું. '**મૂળ**' આ શબ્દ વાપરિયે ત્યારે ગુજરાતીમાં જે સૌથી ટુંકું રૂપ તે સમજવું.

---

## ભેદ.

**૧૧૯.** ક્રિયાપદના મૂળ રૂપને એવી રીતે ફેરવીને બોલીએ કે તેથી અર્થ નહિ બદલાય પણ વાકયનો મરોડ ફરે તેને **ભેદ** કહેછે

મૂળે અકર્મક ક્રિયાપદથી બીજા ૩ ભેદ થાયછેઃ—**સહ્ય, કર્મક** ને **પ્રેરક;** અને મૂળે સકર્મક પરથી બે ભેદ થાયછે;–**સહ્ય** અને **પ્રેરક.**

**૧૨૦.** ક્રિયાપદના મૂળને કાંઈ પણ ફેરફાર વગર કાળના પ્રત્યયો લાગે ત્યારે તે મૂળ ભેદમાં સમજવું; એમાં કારકનો અર્થ રહેલો છે. જેમઃ—મેં કાગળ **લખ્યાં**; તે **જાયછે.**

**૧૨૧.** મૂળરૂપપર પ્રત્યય લાગીને મરડાયા પછી તેમાં સહ્યાર્થ આવે ત્યારે **સહ્યભેદ** કહેવાય. જેમઃ—રામથી રાવણ **મરાયો.** (એમાં રાવણે રામના મારનું સહન કર્યું).

આ ભેદમાં કામ કરી શકવાની શક્તિનો પણ અર્થ આવેછે, તેથી એને **શકયભેદ** પણ કહેછે. જેમ:—મારાથી **ચલાયું; તમારાથી અવાય.**

(અકર્મક ક્રિયાપદ સહ્યભેદ અથવા વિધિવર્તમાનકાળ=ભાવેપ્રયોગ).

કેટલાક વૈયાકરણીઓ સકર્મક ક્રિયાપદના સહ્યભેદને **કર્મણિ-વાચ્ય,** અને અકર્મકને **ભાવવાચ્ય** પણ કહેછે.

**૧૨૨.** શકયભેદ બનાવવાવિષે :—

૧ અકારાંત ધાતુને **'આ'** ઉમેરવાથી શકયભેદ બનેછે પણ તે ધાતુના પહેલા અક્ષરમાં 'આ' હોય તો 'અ' થઈ જાયછે. જેમ:—**કર, કરા; લખ, લખા; લખાવ, લખાવા; જાળવ, જળવા; બાંધ, બંધા.**

**૨** અકારાંત સિવાય ધાતુને છેડે **'વા'** ઉમેરવાથી શકયભેદ થાયછે, પણ **'વા'** વધારતાં પહેલાં મૂળમાં **'આ'** હોય તો **'અ'** થઈ જાયછે. જેમ:—**ખા, ખવા; પી, પીવા; સુ, સુવા; કહે, કહેવા; જો, જોવા; કોહ, કોહવા.**

**૧૨૩.** સકર્મક ક્રિયાપદનો સહ્યભેદ થતાં તેનો કર્મ પ્રથમા વિભક્તિમાં આવી **સહકર્ક ક્રિયાનાથ** થાયછે:—'**મારાથી** પાઠ વંચાતો નથી,' આમાં **મારાથી** કરણાર્થે પાંચમી લેવી.

**૧૨૪.** નીચલી બે રીતે પણ ગુજરાતીમાં **'શકયતા'**નો **અર્થ** દેખાડાયછે:—૧ ક્રિયાપદ (ઘણું કરીને સકર્મક) ના ભૂત કૃદંત સાથ 'જા' ઉમેરવાથી. જેમ:—દયમંતી જે દીકરી તે મૂખે **વર્ણી નવ જાય;** અમેરામ એવો ઓળખ્યો, કાગળમેં શે **ન જાય લખ્યો.**

૧ સામાન્ય કૃદંતની સપ્તમી સાથ **'આવ'** ઉમેરવાથી શકય-તાનો અર્થ દેખાડાય છે જેમકે:—**ખાવામાં આવ્યું, જોવામાં આવી.**

**૧૨૫.** **કેટલાક અકર્મક ક્રિયાપદના રૂપમાં ઉપાંત્ય સ્વરની વૃદ્ધિ કરવાથી સકર્મક થાયછે ત્યારે તેઓ કર્મકભેદનાં** ક્રિયાપદ ગણાય

છે. જેમઃ—**પડ, પાડ; દબ, દાબ; મર, માર; ઉછર, ઉછેર; ખસ, ખસેડ; ફર, ફરાવ; ભેળ, ભેળવ; ગર, ગરાવ, ગેરવ.**

૧૨૬. જ્યારે કર્તા પોતે કામ ન કરતાં કોઈ બીજા પાસે કામ કરાવે છે (અને તેમ છતાં ક્રિયાપદનો કર્તા પોતેજ ગણાય) ત્યારે **પ્રયોજક** કે **પ્રેરક** (પ્રેર=મોકલ) ભેદ થાયછે. જેમઃ—આ કામ તમે ચાકર પાસે **કરાવો.**

અકર્મક ક્રિયાપદની ક્રિયા હોતી નથી માટે તેનો પ્રેરક થાય નહી. પ્રેરકનો મૂળધાતુ ન કહેતાં પ્રેરકભેદના પ્રત્યય લાગીને થયેલો હોય તે કહેવો અને તેને મૂળભેદમાં ગણવો.

૧૨૭. મૂળ ધાતુમાં ઉપાંત્ય '**આ**' હોય તો તેનો '**અ**' કરીને **આવ, આડ** કે **વાડ** પ્રત્યય લગાડવાથી પ્રેરક થાય. જેમઃ— **લખ, લખાવ; જમ, જમાડ; માર, મરાવ; ધાવ, ધવાડ;**

૧૨૮. પ્રેરકભેદના પ્રત્યય બેવડાવાથી એટલે મૂળધાતુને **આવરાવ, આવડાવ** પ્રત્યય લગાડવાથી દ્વિત્વ પ્રેરક થાયછે. એમાં કંઈ વિશેષ અર્થ હોય છે. જેમઃ—મેં તે કામ મારા ભાઈ પાસે **કરાવ્યું** (પ્રેરક) અને મેં તે કામ મારા ભાઈ મારફતે તેના ચાકર પાસે (કોઈ ત્રીજાને હાથે) **કરાવરાવ્યું** (દ્વીત્વ પ્રેરક.)

કેટલીક વખત પ્રયોજ્યરૂપ હોવા છતાં પ્રયોજ્ય હોતું નથી. જેમઃ—મારા ભાણેજને વિવાહુપર મેં પાઘડી બંધાવી (આપી).

૧૨૯. પ્રેરક સાથે સહ્યનો પ્રત્યય મેળવવાથી '**પ્રેરણાર્થ સહ્યભેદ**' થાયછે. જેમઃ—કર + આવ + આ = કરાવા, લખ + આવ + આ = લખાવા.

વિશેષ—બધા ક્રિયાપદો સઘળા ભેદનો સ્વિકાર કરતા નથી. કોઇ મૂળભેદમાંજ રહેછે; જેમકેઃ—**હો;** કોઈને કર્મકભેદ નથી, જેમ કે **ચડ, થા, ન્હા.** કોઈ સહ્યભેદનો ત્યાગ કરે; જેમઃ— **પાક.**

---

## અર્થ કે વાચ્ય.

૧૩૦. ક્રિયાપદના કર્ત્તાવિષે મનમાં જે ધારણાછે, તેને ક્રિયા-પદનો **અર્થ** કે **વાચ્ય** કહીએ.

મુખ્ય અર્થ ૩ છેઃ—૧ **નિશ્ચયાર્થ** અથવા **સ્વાર્થ**, ૨ **સંશયાર્થ**, ૩ **આજ્ઞાર્થ**.

**૧૩૧.** બોલનાર શખ્સ, કોઇ વસ્તુવિષે પોતાનો ભાવ ઉમેર્યા સિવાય બોલે, તે વખતે ક્રિયાપદનું જે રૂપ વપરાય તે **નિશ્ચયાર્થ** છે. જેમઃ—તે **રમેછે**, હું **જઈશ**, તમે **આવો**.

**૧૩૨.** જ્યાં **સંદેહ** પડતી વાત બોલીએ, તેને **સંશયાર્થ** કહેછે. જેમઃ—મેં કદાપિ કર્યું **હોય**; એક ક્રિયાનું થવું બીજી ક્રિયાપર આધાર રાખે તે પ્રસંગ ક્રિયાપદનું જે રૂપ વપરાય તેને **સંકેતાર્થ** કહેછે. જેમઃ—તે **આવત** તો હું **જાત**.

**૧૩૩.** કોઇને કાંઇ કહેવું હોય, (પછી તે અનુજ્ઞા, પ્રાર્થના, ઉપદેશ, આશીર્વાદ, કે શ્રાપ ને અર્થે હોય ત્યારે પણ) તે **આજ્ઞાર્થ**માં કહેવાય. જેમઃ—પાણી **લાવ**; સવારે વહેલાં **ઉઠવું**; તમારૂં ભલું **થાઓ**; તેનું જડ મૂળ **જાઓ**; ગુજરાતનો જય **થાઓ**.

---

## કૃદંત.

**૧૩૪.** જે ક્રિયાપદના ધાતુને જુદા જુદા (કાળ રહિત) પ્રત્યયો લાગીને તેમાં નામ, વિશેષણ કે અવ્યયનો અર્થ આવે તેને **કૃદંત** કહેછે.

જે ક્રિયાપદ **નામ**તરીકે વપરાય તેને કૃદંત નામ કહેવું, જે ક્રિયાપદ **વિશેષણ**તરીકે વપરાય તેને કૃદંત વિશેષણ,અને જે ક્રિયાપદ **અવ્યય** તરીકે વપરાય તેને કૃદંત અવ્યય કહેવું. આ ઉપરથી કૃદંતના ત્રણ ભાગ પાડી શકાય; ૧ નામ રૂપી; ૨ વિશેષણ રૂપી; અને ૩ અવ્યય રૂપી.

| **૧૩૫.** | **કૃદંત.** | **પ્રત્યયો.** |
|---|---|---|
| નામરૂપી. | સામાન્ય કૃદંત. | વા, વી, વુ, વાં. |
| | કર્તૃકવાચક.* | નારો,નારી,નારૂં,નારા,નારાં. |

---

* જો એની પછી તરતજ વિશેષ્ય આવે તો વિશેષણ લેવું; જેમઃ—આ ચોપડી **છાપનાર** માણસ ભલોછે.

| | | |
|---|---|---|
| વિશેષણ રૂપી. | વર્તમાન કૃદંત. | તો, તી, તુ, તા, તાં. |
| | ભૂત કૃદંત. | યો, ઈ, યુ, યા, યાં. |
| | વિશેષણભૂત કૃદંત. | એલો, એલી, એલું, એલાં. |
| | ભવિષ્ય કૃદંત. | વાનો, વાની, વાનું, વાના-વાનાં. |
| અવ્યય રૂપી. | સંબંધક ભૂત કૃદંત. | ઈ, ઈને. |

જો કૃદંતમાં ક્રિયાનો પુરો અર્થ હોય તો ક્રિયાપદ ગણવું; જેમઃ—તેઓ સવારમાં બંદગી **કરતા**, તમારે નિત્ય નિશાળે **જવું**, ઈ૦.

---

## કૃદંતના જુદા ઉપયોગો.

### કર્તુકવાચક કૃદંત.

૧ નામ—કાલીદાસજી આવા ગ્રંથનો **લખનાર** છે.

૨ પૂર્ણ ક્રિયાપદ—તે આવો ગ્રંથ **લખનાર** છે. (લખશે.)

### વર્તમાન કૃદંત.

૧ વિશેષણ—**ચાલતું** કામ, **બોલતો** પોપટ.

૨ પૂર્ણ ક્રિયાપદ—પાંચ કલાક કામ **ચાલતું**, પોપટ સવારમાં **બોલતો.**

૩ નામ—તેને **બોલતાં** આવડતું નથી.

૪ અવ્યય—તે **ચાલતાં** પડી ગયો.

### ભૂત કૃદંત.

૧ વિશેષણ—**કહી** વાત; **લખ્યા** લેખ.

૨ નામ તરીકે—તમારૂં **કહ્યું** મારા ધ્યાનમાં નથી; તમારે **ગયે** લાભ નથી.

૩ પૂર્ણ ક્રિયાપદ—તેણે મને વાત **કહી**; શીખામણ **દીધી.**

### વિશેષ ભૂત કૃદંત.

૧ વિશેષણ—**લખેલો** કાગળ; **કહેલું** કામ.

૨ નામ–તમારૂં **લખેલું** વંચાતું નથી.
૩ પૂર્ણ ક્રિયાપદ–**મેં દશ** કાગળ કાલે **લખેલાં.**

### ભવિષ્ય કૃદંત.

૧ વિશેષણ–**જવાનો** વિચાર; **લખવાનું** કામ.
૨ નામ–તેણે મને **જવાનું** કહ્યું.
૩ પૂર્ણ ક્રિયાપદ–હું તો **જવાનો**; તમે ક્યારે **આવવાના?**

---

## ક્રિયાનાથ.

**૧૩૬.** ક્રિયાપદનાં જાતિવચન કે પુરૂષવચન જે શબ્દ પ્રમાણે બદલાયછે તેનું નામ **ક્રિયાનાથ** પાડ્યું છે. કેટલીક વખતે **કર્ત્તા,** કેટલીક વખતે **કર્મ,** અને કેટલીક વખતે ક્રિયાનો **ભાવ,** ક્રિયાનાથ તરીકે વપરાયછે; તેપરથી ૩ પ્રયોગ થાયછે.

---

## પ્રયોગ.

**૧૩૭.** વાક્યના કોઈ અધિકારી નામના રૂપપ્રમાણે ક્રિયાપદનાં રૂપનું ફરવું તેને **પ્રયોગ** કહે છે. પ્રયોગનો અર્થ **મળતા આવવું** થાય છે. પ્રયોગ ૪ છે:—૧ **કર્ત્તરિપ્રયોગ ; ૨ કર્મણિ પ્રયોગ ;** ૩ **ભાવેપ્રયોગ ;** અને ૪ **ભાવકર્ત્તરિપ્રયોગ.**

**૧૩૮.** જ્યારે ક્રિયાનાથ કર્ત્તા હોય, એટલે ક્રિયાપદને જાતિ, પુરૂષને વચન કર્ત્તાપ્રમાણે લાગે ત્યારે **કર્ત્તરિપ્રયોગ કહેવો.** કર્ત્તરિપ્રયોગમાં ક્રિયાપદ સકર્મક કે અકર્મક હોય અને કર્ત્તા **પહેલી** વિભક્તીમાં હોય. જેમઃ—ગંગુ **દોડે છે ; મહેતાજી** શિક્ષા કરેછે.

વિધિવર્ત્તમાનકાળ સિવાય બધા કાળમાં કર્ત્તરિપ્રયોગ થઈ શકે.

**૧૩૯.** જ્યારે ક્રિયાનાથ કર્મ હોય એટલે ક્રિયાપદને જાતિવચન અને પુરૂષ તેના કર્મ પ્રમાણે લાગે ત્યારે **કર્મણિપ્રયોગ** થાયછે.

કર્મણિપ્રયોગમાં ક્રિયાપદ સકર્મક હોય ને કર્ત્તા **ત્રીજી** ( અને સપ્ત-

ભેદ હોય તો **પંચમી** )માં આવે છે. જેમ:—જે જે **કીધાં** તેં રે નીમ; પાર્લમેંટથી નવા કાયદા **બંધાય છે.**

વિધિવર્તમાન અને ભૂતકાળ સિવાય બીજા કોઈ પણ કાળમાં સકર્મક ક્રિયાપદનો કર્મણીપ્રયોગ થતો નથી.

અપવાદ:—નીચલા ધાતુઓ ભૂતકાળે કર્ત્તરિપ્રયોગમાં આવે છે:— **અડક, ચૂક, જમ, પામ, બોલ, લાવ, વળગ, શીખ, સમજ** વગેરે.

વળી સહ્યભેદમાં કર્ત્તા કરણાર્થે પંચમીમાં આવે ત્યારે કર્મ ક્રિયાનાથ હોય છે. માટે એને પદચ્છેદમાં **કરણે સકર્મક** કહેછે. જેમ:—તેનાથી પાઠ **વંચાય છે.**

**૧૪૦.** જ્યારે ક્રિયાપદનો ભાવ તેનો ક્રિયાનાથ હોય, એટલે ક્રિયાપદને કર્ત્તા કે કર્મના જાતિવચન ન લાગતાં તેના **ભાવના** જાતિવચન લાગે ત્યારે **ભાવેપ્રયોગ** જાણવો.

ભાવેપ્રયોગમાં ક્રિયાપદ અકર્મક હોય અને મૂળનો કર્ત્તા કારણાર્થે **ત્રીજી** અથવા **પંચમીમાં** આવેછે. જેમ:—તારે **જવું;** મારાથી **ચલાયું**; એમાં **'જવાનું'** અને **'બેસવાનું'** એવો ક્રિયાનો ભાવ **કર્ત્તા** અને **ક્રિયાનાથ** છે.

ભાવેપ્રયોગને **કરણે અકર્મક** પણ કહેછે.

વિશેષ:—"અકર્મક ક્રિયાપદ જ્યારે શકયભેદમાં આવેછે અથવા વિધિવર્ત્તમાનકાળમાં હોય ત્યારે **મૂળ**નો કર્ત્તા કરણાર્થે **ત્રીજી** કે **પંચમી** વિભક્તીમાં આવેછે."

ક્રિયાપદનો **ભાવ** હમેશા ત્રીજો પુરૂષ નાન્યતરજાતિ એક વચનમાંજ હોય છે.

**૧૪૧. ભાવ કર્તુક ક્રિયાપદો** કે જેના કર્ત્તા લખાતા નથી તે ક્રિયાપદોનો પ્રયોગ **ભાવકર્ત્તરિ** કહેવાય છે. જેમ:—ભાઈ ભાઇને **બનતું નથી.**

વિશેષ:—કેટલાક વૈયાકરણીઓ નીચલો કાયદો પણ વાપરેછે:—"સકર્મક ક્રિયાપદ જ્યારે શકયભેદમાં આવે, ત્યારે પ્રથમનો કર્ત્તા **કરણાર્થે**

ત્રીજી કે પંચમીમાં હોય, અને અસલ **કર્મ** કર્ત્તા થઈ, ક્રિયાપદ કર્ત્તરિ-પ્રયોગમાં આવે છે." જેમ, ચોપડી લખાઈ; એમાં **લખાઈ** અકર્મક અને **ચોપડી** કર્ત્તા છે.

---

## કાળ.

**૧૪૨.** કોઈ ક્રિયાવિષે બોલતાં તેમાં જે વખતનો અર્થ રહેલો હોય તેને ક્રિયાપદનો **કાળ** કહે છે. મુખ્ય કાળ ત્રણ છે. વર્ત્તમાનકાળ, ભૂતકાળ, અને ભવિષ્યકાળ. આ ત્રણ **શુદ્ધકાળ** કહેવાય છે.

**૧૪૩.** ક્રિયા ચાલુ વખતમાં થાયછે એવો અર્થ હોય તે **વર્ત્તમાન કાળ**. જેમઃ—બેસું છું, **લખે**, વંચાય.

**૧૪૪.** આગળા વખતમાં કંઈ ક્રિયા થઈ ગઈ એવો અર્થ હોય તે **ભૂતકાળ.** જેમઃ—તેણે કામ **કર્યું**; તે **બેઠો**; છગન સુરત **ગયો.**

**૧૪૫.** આવતા વખતમાં કઈ ક્રિયા થશે એટલે હજુ થવાની છે એવો અર્થ હોય તે **ભવિષ્યકાળ** કહેવાય. જેમઃ—હું **કરીશ**; તમે **જજો**; તે **આવશે.**

**૧૪૬.** વર્ત્તમાનકાળના ત્રણ વિભાગ છેઃ—વર્ત્તમાન, અનિય-મિતવર્ત્તમાન, અને વિધિવર્ત્તમાન.

**૧૪૭.** ક્રિયા શરૂ કરવા માટે રજા માગતા કે આજ્ઞા કરતાં જે કાળ વપરાય તેને **અનિયમિતવર્ત્તમાનકાળ** કહેછેઃ—(અ = નહીં + નિયમિત = બરાબર + વર્ત્તમાન) જેમઃ—કરણાળુ; **કરૂણા કરો** ઘણી; હરિ તેની હરી તે પીડા **દીસે**; **કર** સંગત અતિ ઉંચ; **કરો** સદ્ગુરૂની સેવા; કસર પણ કૃપણ **કરે** ઘણી.

**૧૪૮.** ક્રિયા શરૂ કરવા માટે **વિધિ**, **રીતી** કે **હુકમ** બતા-વનાર કાળને **વિધિવર્ત્તમાનકાળ** કહેછે. જેમઃ—**લખાવવી** તો વળી સત્યજ વાત; **રખાવવી** રીત રૂડી દીન રાત; **ન થાવું** મહા-પદ લઇ ઉનમત્ત, તથા **તજવું** અભિમાન અસત્ત.

**૧૪૯.** ભૂતકાળના ત્રણ પ્રકારછે:—**ભૂતકાળ, અનિયમિતભૂત અને સંકેતભૂત.**

**૧૫૦.** ગયા વખતમાં ક્રિયા ચાલતી હતી એમ બતાવનાર કાળને **અનિયમિતભૂતકાળ** કહેછે. જેમઃ—તે હંમેશ **રડતો**; સાંજે તે દરિયે **ચાલતો.**

**૧૫૧.** ગયા વખતમાં કરવાની ક્રિયાનો **સંકેત** (વિચાર) બીજા બનાવપર આધાર રાખેછે એમ બતાવનાર કાળને **સંકેતભૂતકાળ** કહેછે. જેમઃ—દયા **હોત** જો દેવદીલ, **કરત** ન એવું કાંઇ.

---

**૧૫૨.** **કાળના પ્રત્યયો.**

**વર્તમાનકાળ.** (જાતિભેદ નથી).

| **એકવચન.** | **બહુવચન.** |
| --- | --- |
| ૧ ઉછું, ઉંછઉં. | ઇએ છીએ, ઈએ છઇએ. |
| ૨ એ છે (યછે), ઉંછું. | ઓછો. |
| ૩ એ છે (યછે). | એ છે (યછે). |

**સંધી** કે **ગુણાનો** કાયદો લગાડવો નહીં, અને આ પ્રત્યયો ધાતુપર મૂકી દેવા. અંત્યાક્ષર **અ, ઈ, ઉ** હોય તો **એ** છે લગાડવો, અને **આ, ઓ** હોય તો **યછે** વપરાયછે, **જોનો જુએછે** થાય છે.

**અનિયમિતવર્તમાન.**

| | |
| --- | --- |
| ૧ ઉં. | ઈએ. |
| ૨ એ (ય). ઉપ્રત્યય રહિત | ઓ. |
| ૩ એ (ય). | એ (ય). |

**વિધિવર્તમાન.**

| | | |
| --- | --- | --- |
| નરજાતી | વો. | વા. |
| નારી, | વી. | વી. |
| નાન્ય, | વું. | વાં. |

---

૧૫૩. **ભૂતકાળ.** (પુરૂષભેદ નથી.)

| | | |
|---|---|---|
| નર, | યો. | યા. |
| નારી, | ઈ. | ઈ, ઇઓ. |
| નાન્ય, | યું. | યાં. |

અપવાદઃ—સુતો, ગયો, બેઠો, બીનો, દીઠો, લીધો, ઉપન્યો, લખાણો, મુઓ, હતો વગેરે.

**અનિયમિત ભૂતકાળ** ( પુરૂષ ભેદ નથી ).

| | | |
|---|---|---|
| તો | તા | |
| તી | તી | સંકેત ભુતકાળ–**ત** |
| તું | તાં | ( બધે ઠેકાણે. ) |

૧૫૪. **ભવિષ્યકાળ.** (જાતિભેદ નથી.)

| | |
|---|---|
| ૧ ઈશ. | ઇશું. |
| ૨ શે, ઈશ, જે. | શો, જો. |
| ૩ શે. | શે. |

૧૫૫. ક્રિયાપદ સાથ **ન, ના, નહિ, નવ** કે **મા** લગાડેથી; **નિષેધાર્થ** રૂપ બનેછે. જેમઃ—જશો **ના**, આજ **નહિ** અવાશે, સ્વપ્ને **નવ** દીજે ચીત્ત, ચોપડી બગાડશો **મા**, વગેરે.

૧૫૬. ક્રિયાપદના મૂળને ભેદ, કાળ, પુરૂષ, જાતિ અને વચનના પ્રત્યયો લગાડયાથી તેના જુદાં જુદાં રૂપ થાયછે, તેને ક્રિયાપદના **રૂપાખ્યાન** કહે છે.

૧૫૭. જે ક્રિયાપદને બધા કાળ લાગતા નથી તે **અપૂર્ણ ક્રિયાપદ** કહેવાય છે. જેમઃ—છ, **નથી, હો, જોઈએ** અને **ઉભો.**

છ ધાતુ **મૂળભેદ** વ**ર્તમાનકાળમાંજ** વપરાય છે.

## ‘હો’ ધાતુના રૂપાખ્યાન.

### વર્ત્તમાન.

| | |
|---|---|
| ૧ હું હોઉં છું. | અમે હોઇએ છીએ. |

| | |
|---|---|
| ૨ તું હોય છે. | તમે હોછો. |
| ૩ તે હોય છે. | તેઓ હોય છે. |

અનિયમિત વર્તમાન.

| | |
|---|---|
| ૧ હું હોઉં. | અમે હોઈએ. |
| ૨ તું હોય, હો. | તમે હો. |
| ૩ તે હોય. | તેઓ હોય. |

**વિધિવર્તમાનકાળ ભાવેપ્રયોગ "હોવું."**

**ભૂતકાળ.**

| | | |
|---|---|---|
| **નરજાતિ,** | હતો. | હતા. |
| **નરી,** | હતી. | હતી. |
| **નાન્યતર,** | હતું. | હતાં. |

અનિયમિત ભૂતકાળ થતો નથી.

સંકેત ભૂતકાળ, **હોત, હત.**

ભવિષ્યકાળ.

| | |
|---|---|
| ૧ હું **હોઈશ.** | અમે હોઈશું. |
| ૨ તું હશે, હોશે, હોજે, હજે. | તમે **હોશો**, હોજો. |
| ૩ તે હશે, હોશે. | તેઓ હશે, હોશે. |

---

## ૨૫૮. 'જોઈ' ધાતુનાં રૂપાખ્યાન.

| | |
|---|---|
| વર્તમાન. | જોઇએ છીએ. |
| અનિયમિતવર્તમાન. | જોઇએ. |
| સંકેત ભૂતકાળ. | જોત (જોઇઅત). |
| ભવિષ્ય. | જોઇશે, જોઇશું. |

બીજાં રૂપ મળતાં નથી; અનિયમિત ભૂતકાળમાં **જોઈતું, જોઈતાં** વપરાયછે, પણ ત્યાં તે **કૃદંત** છે; જ્યારે '**જોવા**' નો અર્થ હોય ત્યારે '**જો**' ધાતુ સકર્મક છે.

## ૧૫૯. 'ઉભ' ધાતુના રૂપાખ્યાન.

એનાં ફક્ત ભૂતકાળમાંજ ઉભો, ઉભી, ઉભા એવાં રૂપ થાયછે. બીજા કાળમાં વપરાતો નથી.

---

## ૧૬૦. અકર્મક ક્રિયાપદ.

### 'ચાલ' ધાતુનાં રૂપાખ્યાન.

### મૂળભેદ—કર્ત્તરિ પ્રયોગમાં.

#### વર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| ૧ | હું ચાલું છું. | અમે ચાલીએ છીએ. |
| ૨ | તું ચાલે છે. | તમે ચાલો છો. |
| ૩ | તે ચાલે છે. | તેઓ ચાલે છે. |

#### અનિયમિત વર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| ૧ | હું ચાલું. | અમે ચાલીએ. |
| ૨ | તું ચાલે, ચાલ. | તમે ચાલો. |
| ૩ | તે ચાલે. | તેઓ ચાલે. |

#### વિધિવર્ત્તમાનકાળ ભાવેપ્રયોગ—ચાલવું.

#### ભૂતકાળ.

| | |
|---|---|
| **નર**, ચાલ્યો. | ચાલ્યા. |
| **નરી**, ચાલી. | ચાલી (ઓ). |
| **નાન્ય**, ચાલ્યું. | ચાલ્યાં. |

#### અનિયમિતભૂત.

| | |
|---|---|
| **નર**, ચાલતો. | ચાલતા. |
| **નરી**, ચાલતી. | ચાલતી. |
| **નાન્ય**, ચાલતું. | ચાલતાં. |

#### સંકેતભૂતકાળ.

ચાલત.

### ભવિષ્યકાળ.

| | |
|---|---|
| ૧ હું ચાલીશ. | અમે ચાલીશું. |
| ૨ તું ચાલશે, ચાલીશ, ચાલજે. | તમે ચાલશો, ચાલજો. |
| ૩ તે ચાલશે. | તેઓ ચાલશે. |

---

## શક્યભેદ ભાવેપ્રયોગ.

વર્તમાનકાળ ........................ચલાય છે.
અનિયમિતવર્તમાન........................ચલાય.
ભૂતકાળ ........................ચલાયું(ણું.)
અનિયમિત ભૂત........................ચલાતું.
સંકેતભૂત ........................ચલાત.
ભવિષ્યકાળ ........................ચલાશે.

સકર્મક તેમજ અકર્મક ક્રિયાપદના શક્ય ભેદનું વિધિવર્તમાનકાળનું રૂપ ક્રિયાપદ તરીકે વપરાતું નથી, કૃદંત તરીકે વપરાય છે. જેમ:— મારાથી **લખાવું** જોઈએ, મારાથી **ચલાવું** જોઈએ.

---

## ૧૬૬. પ્રેરક-શક્યભેદ કર્ત્તરિપ્રયોગ.

### વર્તમાનકાળ.

| | |
|---|---|
| હું લખાવાઉં છું. | અમે લખાવાઇએ છીએ. |
| તું (લખાવાઉં છું), લખાવાય છે. | તમે લખાવાઓ છો. |
| તે લખાવાય છે. | તેઓ લખાવાય છે. |

### અનિયમિત વર્તમાનકાળ.

| | |
|---|---|
| હું લખાવાઉં. | અમે લખાવાઇએ. |
| તું ( લખાવાઉં ) લખાવાય. | તમે લખાવાઓ. |
| તે લખાવાય. | તેઓ લખાવાય. |

### ભૂતકાળ.

| | |
|---|---|
| **નર**, લખાવાયો. | લખાવાયા. |
| **નરી**, લખાવાઇ. | લખાવાઈ. |
| **નાન્ય**, લખાવાયું. | લખાવાયાં. |

### અનિયમિત ભૂતકાળ.

| | |
|---|---|
| **નર**, લખાવાતો. | લખાવાતા. |
| **નારી**, લખાવાતી. | લખાવાતી. |
| **નાન્ય**, લખાવાતું. | લખાવાતાં. |

### ભવિષ્યકાળ.

| | |
|---|---|
| હું લખાવાઈશ. | અમે લખાવાઈશું. |
| તું લખાઈશ, લખાવાશે, લખાવાજે. | તમે લખાવાશો, લખાવાજો. |
| તે લખાવાશે. | તેઓ લખાવાશે. |

### સંકેત ભૂતકાળ.

લખાવાત.

---

## સહાયકારક ક્રિયાપદ.

**૧૬૨.** મૂળ ક્રિયાપદની સાથ બીજું ક્રિયાપદ આવીને તેના **અર્થ**માં કે **કાળ**માં વધારો કરેછે તેને **સહાયકારક ક્રિયાપદ** કહેછે. જેમઃ—હો, ચૂક, શક, છ, જો, જા, માંડ, મૂક, કર, રાખ, પડ, આવ, દે, લાગ, રહે, નાંખ, જોઈ, પાડ, દળ, લે, બેસ ઈ૦.

---

## સંયુક્ત ક્રિયાપદ.

**૧૬૩.** બે ક્રિયાપદ એવી રીતે સાથે આવે કે તેમના મળી જવાથી બે જુદી જુદી ક્રિયાનો અર્થ જતો રહી એક નવી **સંયુક્ત** ક્રિયાનો અર્થ દેખાય ત્યારે તેમને **સંયુક્ત ક્રિયાપદ** કહેવું. જેમઃ—લખી રહ્યો, વાંચી રહેશે, ચાલતો થયો, લખતો હતો.

---

## મિશ્રકાળ.

**૧૬૪.** શુદ્ધ કાળોના અર્થમાં કંઈ ન્યૂનાધિક (ન્યૂન + અધીક = ઓછું વધતું) અર્થ દેખાડવા જે બેવડાં રૂપો વપરાય છે તેને **મિશ્રકાળ** કહેછે:—

| | |
|---|---|
| દ્વીત્વ વર્ત્તમાન. | બોલેછે, બોલતો હોય. |
| વર્ત્તમાન ભૂત. | બોલતો હતો. |

| | |
|---|---|
| ભૂત વર્ત્તમાન. | બોલ્યોછે. |
| દ્વીત્વ ભૂત. | બોલ્યો હતો. |
| વિશેષ ભૂત વર્ત્તમાન. | બોલેલોછે. |
| વિશેષ દ્વીત્વ ભૂત. | બોલેલો હતો. |
| ભવિષ્ય વર્ત્તમાન. | બોલવાનોછે. |
| ભવિષ્ય ભૂત. | બોલવાનો હતો, |
| વર્ત્તમાન ભવિષ્ય. | બોલતો હશે. |
| ભૂત ભવિષ્ય. | બોલતો હશે. |
| દ્વીત્વ ભવિષ્ય. | બોલવાનો હશે. |

## ૧૩૫. મિશ્રકાળના સામાન્ય અર્થ.

૧ **દ્વીત્વ વર્ત્તમાનકાળમાં**, વર્ત્તમાનકાળમાં કંઈ ક્રિયા શરૂ છે એવો અર્થ રહેલોછે.

૨ **વર્ત્તમાન ભૂતમાં**, ભૂતકાળમાં કંઈ ક્રિયા થતી હતી પણ પુરી થયલી નહિ એવો અર્થ રહેલોછે.

૩ **ભૂત વર્ત્તમાનમાં**, કંઈ ક્રિયા તરતજ કે થોડા વખત અગાઉ પૂરી થઈ છે એવો અર્થ છે.

૪ **દ્વીત્વ ભૂતમાં**, ગયલા વખતમાં કંઈ ક્રિયા થઈ રહેલી અથવા ઘણા વખત ઉપર કંઈ ક્રિયા થયેલી એવો અર્થ રહેલોછે.

૫ **વિશેષ ભૂતવર્ત્તમાનમાં**, થોડા વખત અગાઉ કંઈ ક્રિયા થયેલી તે વિષે તરતજ કહેતો હોય એવો અર્થ છે.

૬ **વિશેષ દ્વીત્વ ભૂતમાં**, ગયેલા વખતમાં ઘણા વખત પહેલાં કંઈ ક્રિયા થઈ રહેલી એવો અર્થ છે.

૭ **ભવિષ્ય વર્ત્તમાનમાં**, આવતા વખતમાં કંઈ ક્રિયા હજી થવાની છે પણ તેનો ઠરાવ થઈ ચુકેલો છે એવો અર્થ છે.

૮ **ભવિષ્ય ભૂતમાં**, ગયા વખતમાં કંઈ ક્રિયા થવાની હતી, અથવા આવતા વખતમાં કંઈ ક્રિયાનો ઠરાવ થઈ ચૂકેલો, પણ તે પહેલાં કંઈ બીજી ક્રિયા થઈ એવો અર્થ રહેલો છે.

## ૧૬૬. અવ્યય.

અવ્યયો ચાર છેઃ-**ક્રિયાવિશેષણ, શબ્દયોગી ( નામયોગી ), કેવળપ્રયોગી ( ઉદ્‌ગાર ), અને ઉભયાન્વયી ( વાકયયોગી ).**

**૧૬૭.** જે અવ્યયો ક્રિયાપદનો ગુણ એટલે **વખત, ઠેકાણું, રીત, ન્યુનાધિક, સ્વીકાર** અને **નકાર** બતાવેછે તેને **ક્રિયાવિશેષણ અવ્યય** કહેછે.

( ક ) **કાળવાચક** ક્રિ૦ વિ૦ અવ્યય—જ્યારે, ત્યારે, તત્કાળ, ઝટ, આજ, હજી, અંતે, આખરે, અગાઉ, પૂર્વે, પછી, નિત્ય, નિરંતર, પલેપલ ઈ૦.

( ખ ) **સ્થળવાચક** ક્રિ૦ વિ૦ અ૦-જ્યાં, ત્યાં, અહિં, પણે, દૂર, અંતરિક્ષ, પાસે, નઝદીક, ઉપર, નીચે, હેઠે ઈ૦.

( ગ ) **રીતિવાચક**-આમ, તેમ, એમ, કેમ, જરૂર, અળવે, આસ્તે, ધમધમ, ફડાફડ, એકદમ, અકસ્માત, સારી પેઠે.

( ઘ ) **ન્યુનાધિકદર્શક**-( વધતુંઓછું દેખાડનાર ) થોડું, ઓછું, જરા, છેક, તદન, બીલકુલ, સમ્પૂર્ણ, લેશ, જુજ ઈ૦.

( ઙ ) **સ્વિકારવાચક**-હા, હોવે, ભલે, સારૂં, વારૂં, ઠીક.

( ચ ) **નકારવાચક**-ન, ના, નો, નહિં, નવ, મા.

'જ' નિશ્ચય બતાવનાર ક્રિ૦ વિ૦ અવ્યય છે. **પણ** અને **એ** નો અર્થ **બી** થાય તો ક્રિ૦ વિ૦ લેવું. જેમઃ—હું **પણ** ગયો, લોટો **એ** ગયો ને દૂધ **એ** ગયું, ટળે તાપ **પાપે** ઈ૦.

**૧૬૮.** જે અવ્યય શબ્દની સાથે જોડાઇને શબ્દ તથા ક્રિયાપદની વચ્ચેનો સંબંધ દેખાડેછે તેને **શબ્દયોગી** ( નામયોગી ) અવ્યય કહેછે.

**શબ્દયોગીના** પહેલાં ૬ ઠ્ઠીનો કે ૪ થીનો પ્રત્યય હોય કે અધ્યાહાર આવે છે. જેમ ઝાડની **ઉપર**; દરિયા **આગળ**; તેને **કાજે**; નારે **માટે** ઈ૦.

**૧૬૯.** જે અવ્યય બે વાકયને અથવા બે શબ્દને **જોડે તેને ઉભયાન્વયિ** અવ્યય કહેછે. (ઉભય = બે + અન્વયિ = જોડનાર); જેમ:—વેર કાયર **ને** શુરો; વેર સાચ **ને** જૂઠ; તેને દયા આવી **અને** મને ઘેર લેઈ ગઈ; તે આવ્યો **પણ** ચોપડી લાવ્યો નહીં.

જ્યારે '**પણ**' નો અર્થ '**બાધા**' થાય ત્યારે તે નામ લેવું. જેમ:—ભીમે **પણ** લીધું ઈ૦.

'**જે**' નો અર્થ '**કે**' થાય ત્યારે તે ઉભયાન્વયિ અવ્યય છે. જેમ:—લખવા કારણ **એ જે**.

'**જો**'ની પછી '**તો**' આવે કે અધ્યાહાર હોય તો તે બંને ઉભયાન્વયી અવ્યય થાય.

'**નહિતો**,' એનું પદચ્છેદ ભેગું કર્યે તો ઉ૦ અવ્યય; પણ જૂદું કર્યે તો '**નહિ**' ક્રિ૦ વિ૦, અને '**તો**' ઉભ૦ અ૦ લેવું.

**૧૭૦.** મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઇ, તિરસ્કાર વગેરે ઉપજયાથી જે બોલ એકદમ છૂટો બોલાયછે તેમને **કેવળ પ્રયોગી** કે **ઉદ્ગાર** (**उत्** + **गृ** = કાઢી નાખવું + **अर**) કહેવો; જેમ:-વાહ, અરે, ઓ, શું, છી:, છટ, બસ ઈ૦.

વિશેષ—જો કોઇ નામ વાકયમાં ઉદ્ગારાર્થે કે સંબોધનાર્થે વપરાયેલુંછે તે પારખવું હોય, તો સહેલી રીત એ છે કે તે વાકયમાં ક્રિયાપદનો કર્ત્તા બીજા પુરૂષમાં હોય, તો તે નામ **સંબોધનાર્થે** જાણવું, નહિતો **ઉદ્ગારાર્થે** જાણવું. જેમ:—હે **ભગવાન**, તું અમારી અરજ સાંભળ; (સંબોધન); **હે ભગવાન** આ શું થયું. (કેવળ પ્રયોગી).

---

# પ્રકરણ ૪ થું.

## સમાસ (**सम** = સાથે + **अस** = હોવું.)

**૧૭૧.** બે કે વધારે શબ્દ સાથે આવી એક જેવા વપરાય ત્યારે તેનો **સમાસ** થયો કહેવાય; આવા શબ્દના સમુહને

**સામાસિક શબ્દ** કહેછે:—માબાપ, રાજમહેલ, સૂર્યપ્રકાશ, ઈ૦ એમાંના પહેલા શબ્દને **પૂર્વપદ**, છેલ્લાને **ઉત્તરપદ** અને એની વચમાં હોય તેને **મધ્યપદ** કહેછે.

**૧૭૨.** સમાસના પદો જુદા પાડી તેનો સંબંધ બતાવવો તે ક્રિયાનું નામ **વિગ્રહ** કહેવાય.

**૧૭૩.** સમાસ ૭ પ્રકારના છે:—**૧ દ્વંદ્વ, ૨ તત્પુરૂષ, ૩ કર્મધારય, ૪ દ્વિગુ, ૫ બહુવ્રીહી, ૬ અવ્યયીભાવ અને ૭ મધ્યમપદલોપી.**

**૧૭૪.** જ્યારે બે અથવા વધારે નામ એકજ વિભક્તિમાં આવે ત્યારે **દ્વંદ્વ સમાસ** થાયછે. આ સમાસનો વિગ્રહ કરતાં **'અને'** કે **'કે'** ઉમેરવો પડેછે. જેમકે:—માબાપ, સાચુંજુઠું, નાનુમોટું, દશબાર, જળસ્થલ, ગિરિઆકાશ.

**૧૭૫.** જે સમાસમાં પૂર્વપદને ઉત્તરપદ વચ્ચે વિભક્તિનો સંબંધ હોય તેને **તત્પુરૂષ સમાસ** કહેછે. ૭ વિભક્તિઓના પ્રત્યય પૂર્વપદને લાગવાથી તત્પુરૂપની ૭ જાત થાયછે:—

૧ **દ્વિતીયા તત્પુરૂપ**—ગ્રંથકાર (ગ્રંથને કરનાર), મનોહર (મનને હરનાર,) સુધાકર, દિવાકર, કુંભકાર.

૨ **તૃતીયા તત્પુરૂષ**—હસ્તકૃત, વ્યાસકૃત, મદાંધ, ચિંતાતુર, દેવદત્ત, ધનયુક્ત.

૩ **ચતુર્થી તત્પુરૂપ**—યજ્ઞસ્તંભ (યજ્ઞને માટ સ્તંભ), ગૌશાળા, ટંકશાળા, અશ્વધાસ, જનરથ, નાટકશાળા ઈ૦.

૪ **પંચમી તત્પુરૂપ**—જાતિભ્રષ્ટ (જાતિથી પડેલો), આચાર વિરૂદ્ધ, મરણશોક, વ્યાધ્રભય, ભૂખપીડા, તરંગચંચલ, લોભમોહ.

૫ **ષષ્ઠી તત્પુરૂષ**—રાજનગર, આર્યોદય, ઘરધણી, ગ્રંથકર્ત્તા, પિતૃગૃહ.

૬ **સપ્તમી તત્પુરૂષ**—સ્વર્ગવાસ, જળચર, ગૃહસ્થ, દેશસ્થ, જળક્રિડા, વનવાસ.

**૧૭૬.** જે સમાસમાં પૂર્વપદને ઉત્તરપદની વચ્ચે વિશેષણ વિશેષ્યનો સંબંધ હોય છે, તેને **કર્મધારય સમાસ** કહેછે.

પરમેશ્વર ( મોટો ઈશ્વર ) મહાદેવ, સદાચાર, ચંદ્રમુખ, કમળનયન, નરસિંહ.

**૧૭૭.** જે સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય તેને **દ્વિગુ સમાસ** કહેછે. ત્રિલોક, ચતુર્વેદ, પંચગવ્ય, બારાખડી, ચોમાસુ, અઠવાડીયું, નવનિધિ, સપ્તદ્વીપ ઈ૰.

**૧૭૮.** જે સામાસિક શબ્દ વિશેષણ તરીકે વપરાયછે ત્યારે તે **બહુવ્રીહી સમાસ** કહેવાય છે; એને જે છે તે એ શબ્દો ઉમેરવા પડેછે. પંચમુખી ( પાંચ મુખવાળો જે છે તે ) વનવાસી (પુરૂષ), ચંદ્રમુખી ( સ્ત્રી ), દિગંબરી ( જાત ), ચતુર્ભુજ ( શિવ ).

**૧૭૯.** જેમાં પૂર્વપદ અવ્યય હોય અને આખો સમાસ **અયવ્યી** રૂપે વપરાતો હોય તેને **અવ્યયીભાવ સમાસ** કહે છે:—યથા શક્તિ, પ્રતિ વર્ષ, દરરોજ, બેશક, સકામ, હરઘડી.

**૧૮૦.** જેમાં મધ્યમપદનો લોપ થયો હોય તેને **મધ્યમપદલોપી સમાસ** કહીએ. જેમ:—દહીવડાં, આગગાડી, સાકરભાત (સાકરથી બનેલો ભાત), મધમાખી (મધ કરનારી માખી), દલપતકાવ્ય ( દલપત કૃત કાવ્ય).

( સંયુક્ત ) **મિશ્ર સમાસ**—સકળ ગુણનિધાન, જૈનધર્મ પ્રવર્તક સભા, અજરામર પદ્ધારક, સર્વવિદ્યોત્તેજકાલય.

---

## ૧૮૧. ઉપસંગી.

### સિદ્ધ અને સાધિત શબ્દો.

ભાષામાં કોઈ એક મૂળ શબ્દ પરથી થોડો ઘણો ફેરફાર થઈને, તેને મળતા જુદા જુદા અર્થના ઘણા શબ્દ થાયછે. એ પરથી શબ્દના બે વર્ગ પાડી શકાય, **સિદ્ધ** અને **સાધિત.**

**૧૮૨.** જે શબ્દ બીજા કોઈ શબ્દથી ઉત્પન્ન થયા નથી, પણ પોતે મૂળ શબ્દ છે, અથવા જેનું મૂળ જણાતું નથી, તે **સિદ્ધ** અથવા રૂઢ શબ્દ કહેવાયછે. જેમ:—ઘોડો, ઝાડ, ફૂ, વદ.

**૧૮૩.** સિદ્ધ શબ્દપર પ્રત્યય વગેરે લાગીને જે શબ્દો થાય

તે **સાધિત** શબ્દ. જેમ:—લોહકાર, ઘોડાવાળો, ક્રિયાપદ, વિદ્યા.

**૧૮૪.** શબ્દોના કેટલાક ટૂંકાં રૂપ જેઓ મુખ્ય સાધિત શબ્દોની પૂર્વે કે પછી તેની સાથે વળગેલાં હોય છે તેવાં રૂપોને **ઉપસંગી** કે **અનુપંગી** કહેછે, એના મુખ્ય બે વર્ગ છે; **પૂર્વગ** અને **અનુગ.**

**૧૮૫.** જે અક્ષર કે અક્ષરો શબ્દોની પૂર્વે જઇને તેના અર્થમાં ફેરફાર કરેછે તેને પૂર્વગ ( આધય ) કહેછે; એમાં મુખ્ય **ઉપસર્ગ** છે. જેમ:—સુબોધ, નિર્બળ, ગેરહાજર.

**૧૮૬.** જે અક્ષર કે અક્ષરો શબ્દની પછી આવીને તેના અર્થમાં ફેરફાર કરેછે તેને **અનુગ** કહેછે; એમાં મુખ્ય **પ્રત્યય** ( **प्रति** + = સામા + **अय** = જવું ) છે. છુટા પ્રત્યયમાં કાંઇ અર્થ હોય નહીં; જેમકે; કરણી, દળણું, દિનકર, દાસત્વ, દુષ્ટતા, મોટપણ, મારકણો.

---

## ઉપસર્ગ. ( આધય ).

### સંસ્કૃતમાં ૨૧ ઉપસર્ગો છે.

**૧૮૭.** **अति** = બહુ; **અતિ** દુષ્ટ, **અત્યંત**, **અતિપાતક**

**अधि** = ઉપર ( *L.* Ad ) **અધિકારી, અધિપતિ, અધ્યક્ષ.**

**अनु** = પછી; મલતું. ( *G.* Ana ) **અનુજ, અનુકુળ, અનુચર, અનુકરણ.**

**अंतर** = વચ્ચે. ( *L.* Inter ) **અંતર્ધ્યાન, અંતઃકરણ. અંતઃસ્થ.**

**अप** = ઉતરતું; ખોટું. ( *L.* Ab, *G.* Apo, *E.* Off ) **અપમાન, અપકાર, અપશકુન.**

**अपि** = ઉપર. ( *G.* Epi ) **અપિધાન** (ઉપર ધરેલું ઢાંકણુ).

**अभि** = ભણી; ચોગમ ( *G.* Ambi, *L.* Am, *E.* By ) **અભિમાન, અભિજ્ઞાન, અભિચાર.**

**अव** = નીચું, ઉતરતું; **અવ**કળા, **અવ**દશા, **અવ**તાર.

**आ** = સુધી, પૂર્ણતા; **આ**ધાર, **આ**કાર, **આ**સન, **આ**જ્ઞા. "**આ**"થી કોઇવાર ઉલટો અર્થ થાયછે. જેમ, ગમન = જવું, **આ**ગમન = આવવું; દાન = આપવું; **આ**દાન = લેવું.

**उत** = ઉંચું, ચઢતું; (*E.* Out) **ઉ**ત્કૃષ્ટ, **ઉ**ત્તમ, **ઉ**ત્તેજક, **ઉ**ત્પન્ન.

**उप** = ઉતરતું, નાનું; (*G.* Hypo; *C.* up.) **ઉપ**ગુરૂ, **ઉપ**સર્ગ, **ઉપ**વાક્ય, **ઉપા**ક્ષર.

**दुः** = ખોટું; (*G.* Dys.) **દુ**ષ્કર્મ, **દુ**ર્ગુણ, **દુ**રાચાર, **દુ**ર્બળ, **દુ**ર્વ્યસન.

**नि** = માંહેલું, બહાર, સાથેનું; **નિ**ધિ, **નિ**દાન, **નિ**ગમન.

**निस** = વિના; **નિ**ષ્ફળ, **નિ**શ્ચય, **નિ**ષ્કલંક, **નિ**ર્ધન.

**परा** = પુરૂં; **પરા**ક્રમ, (ઉલટો અર્થ; **પરા**જય, **પરા**જીત).

**परी** = ચોગમ, બહુ; (*G.* Peri, *L.* Per) **પ**ર્યટણ, **પ**રિશ્રમ, **પ**રિક્ષા, **પ**રિવાર.

**प्र** = વિશેષ; (*G.* Pro; *L.* Pro) **પ્ર**ભુ, **પ્ર**યત્ન, **પ્ર**તાપ, **પ્ર**ધાન.

**प्रति** = ફરી, સામું; (*G.* Pros. *L.* Re) **પ્ર**ત્યુત્તર **પ્ર**તિવાદ, **પ્ર**ત્યય, **પ્ર**તિકુલ.

**वि** = વિશેષ, વિના; **વિ**કાર, **વિ**ક્રમ, **વ્યા**પ, **વિ**યોગ, **વિ**નાશ.

**सम** = સાથે; (*G.* Syn, *G.* Con) **સં**ગમ, **સં**ગ્રહ, **સં**ભવ, **સં**બંધ.

**सु**=સારૂં; (*G.* Eu) **સુ**જન, **સુ**વિચાર, **સુ**પુત્ર, **સુ**ચાલ.

વિશેષઃ–ઉપસર્ગ શિવાય સંસ્કૃત મૂળના બીજા પૂર્વગ શબ્દોઃ–

**અ** = **અન** = વિના. **ન** = નિષેધ.

**કુ** = **ન** ઠારૂં. **પશ્ચાત્** = પછીથી.

પર = પારકું.
સ્વ = પોતાનું
પુનર = ફરીથી.
સ = સાથે.
સ્વયમ્ = પોતે.

---

## ૧૮૮. ફારશી, અરબી (વગેરે ઉપસર્ગો).

**કમ** = ઓછું; **કમજોર, કમજાત, કમબખ્ત.**
**ખુબ** = સારૂં; **ખુબસુરત, ખુબમજા.**
**ખુશ** = આનંદી; **ખુશબો, ખુશમિજાજ, ખુશદીલ.**
**નેક** = સારૂં; **નેકનામ, નેકખબર, નેકરાજ.**
**બદ** = ખોટું; **બદનામ, બદસુરત, બદફેળ.**
**બે** = વિના; **બેવકુફ; બેઇલાજ; બેફિકર.**
**લા** = નહીં; **લાઇલાજ, લાકલામ.**

---

## ૧૮૯. પ્રત્યયો.

સંસ્કૃત પ્રત્યયો બે જાતના છે:—કૃદંત અને **તદ્ધિત.**

૧ ધાતુપર જે વધારો થાય તેને **કૃદંતપ્રત્યય** કહેછે. જેમ કે:—**वह**-વહેવું + **अन**, ક્રિયા = **वहन** = વહેવાની ક્રિયા.

**કૃદંત પ્રત્યયો** વડે ધાતુ પરથી ઘણા નામ વિશેષણ વગેરે ઉત્પન્ન થાયછે.

૨ નામ વિશેષણ વગેરે પર જે પ્રત્યયો આવી બીજા નામ વિશેષણાદિક ઉત્પન્ન થાયછે, તેને **તદ્ધિતપ્રત્યય** કહેછે. જેમ કે:—**धर्म** + **ईक** વાળો = **धार्मिक.**

---

## ૧૯૦. સંસ્કૃત તદ્ધિતપ્રત્યયો.

૧ **ભાવવાચક** એટલે **પણું** એવો અર્થ દેખાડનારા પ્રત્યયો ચાર છે:—

**ता** = દુષ્ટતા, ક્રૂરતા, મમતા, અપૂર્ણતા વગેરે.
**त्व** = દાસત્વ, કવિત્વ, તત્વ, ગુરુત્વ, બ્રહ્મત્વ.

**य** = ધૈર્ય, આતિથ્ય, આયુષ્ય, શૈર્ય, કાવ્ય.

**अ** = યૌવન, ગૌરવ, શૌચ.

૨ સંબંધદર્શક, એટલે 'વાળો' એ અર્થના પ્રત્યયો.

**वत्, वती** = ભગવત, જ્ઞાનવતી, સરસ્વતી.

**वंत** = ગુણુવંત, બળવંત, ધનવંત, દયાવંત.

**वान** = ગુણુવાન, કુળવાન, ભગવાન, ભાગ્યવાન.

**मत** = શ્રીમદ, ભાગવત, ધીમત.

**मंत** = શ્રીમંત, ધીમંત, બુદ્ધિમત.

**मान** = બુદ્ધિમાન, ભક્તિમાન, શક્તિમાન, મતિમાન.

**आल, आलु** = રસાલ, વાચાલ, દયાલુ, માયાળુ, કૃપાળુ.

૩ **इ, आ, आनी** અને **पण**, એ **નારીજાતિદર્શક** પ્રત્યય છે. જેમકે:–દેવી, ચતુરા, ભવાની, બ્રહ્માણી, ઠાકુરાણી, માલીની, કુંભારણ, સોનારણ, ધોભણ, દરજણ, મોચણ.

૪ **मय**= બનેલું, ભરેલું; જેમકે:—ગોમય, જળમય, ચિન્મય, તન્મય.

૫ **वत**= પેઠે:–માતૃવત, શાસ્ત્રવત, પૂર્વવત.

૬ **त्र** = ઠેકાણે:–સર્વત્ર, તત્ર, પત્ર.

૭ **दा** = વખતે:–સર્વદા, યદા, કદા.

૮ **था** = રીતે:–યથા, તથા, સર્વથા.

૯ **धा** = રીતે:–સહસ્ત્રધા, નવધા, બહુધા.

૧૦ **क** = સમુદાયવાચક–પંચક, શતક, ચતુક, ષટક, સપ્તક, અષ્ટક, કુલક.

૧૧ **क** = લઘુતા વાચક–બાળક, દિપક, ગોપિકા, બાપિકા.

**શબ્દવિચાર સમાપ્ત.**

---

# પ્રકરણ ૫ મું.

## અધિકાર વિચાર.

**૧૯૧.** સાતે વિભક્તિઓ ક્રિયાપદ વગેરે સાથે કઈ કઈ જાતનો સંબંધ રાખેછે તે બતાવવું તેને **વિભક્તિઓના અર્થ** કહેછે. અર્થ = કામ, ઉપયોગ.

છઠ્ઠી વિભક્તિ સિવાય સઘળી વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખેછે, માટે તે **કારક** કહેવાયછે.

### પહેલી વિભક્તિ.

**૧૯૨.** કર્ત્તા, **કર્મ સંબોધન, પરિમાણ, અધિકરણ** વગેરે જણાવનારા શબ્દને પહેલી વિભક્તિ હોય છે.

૧ કર્ત્તા–**તે** ગયો; હું તને અડયો.

૨ કર્મ–તે **ઘાસ** ખવડાવે છે; રાજા દક્ષણા આપે છે.

૩ **સંબોધન–હે કૃપાનાથ**, તું અમારૂં સાંભળ.

૪ **પરિણામ**–માપ, વજન, અંતર ને કાળનું માપ બતાવનાર, શબ્દને પહેલી વિભક્તિ લાગેછે; તેણે ચાર શેર દુધ લીધું; ત્રણ **લોટા** પાણી પીધું; ચાર ગાઉ ચાલ્યો; બે **માસ** સુરત રહ્યો.

૫ અધિકરણ જે ઉપર ક્રિયા થાય તે સ્થળ. હું **સુરત** જવાનો છું, તે દખણ ગયો.

### બીજી વિભક્તિ.

**૧૯૩. કર્મ, સંબંધ,** વગેરે જણાવનાર શબ્દને બીજી વિભક્તિ કહેછે.

૧ **કર્મ**–થોડાંક પ્રાણીવાચકનામ તથા સર્વનામ કર્માર્થે બીજી વિભક્તિમાં આવેછે; જેમ, સતિ **દ્રોપદીને** સભા મધ્ય આણ્યાં.

૨ **સંબંધ**–આ અર્થ બીજી વિભક્તિ અકર્મકને સકર્મક ક્રિયાપદ સાથે વપરાયછે; અકર્મક ક્રિયાપદની સાથે વપરાય ત્યારે **કોઈને ત્યાં થવું, હોવું,** એવો અર્થ હોયછે. એ સંબંધાર્થને

સંપ્રદાન કહેછે, ને તેને મૂળને ધોરણે ચોથી વિભક્તિ ગણેછે. જેમઃ—**રાજાને** ઘણા પૈસા છે, **પાઘડીને** કસબ છે, મને ભૂખ લાગી.

સકર્મક સાથ વપરાય ત્યારે કોઇને ત્યાં કંઈ **લાવી પહોંચા-**ડેલું એવો અર્થ થાયછે, અને તે ક્રિયાપદનો અનુપસ્થ કર્મ ગણાય છે. જેમઃ—હું **તને** વાત કહું; છોકરીએ બે રૂપીઆ **છગનને** આપ્યા.

હમેશાં યાદ રાખવું કે બીજી વિભક્તિ સંબંધાર્થે વપરાયછે ત્યારે તે ક્રિયાપદ સાથે સંબંધીછે; નામની સાથે સંબંધ રાખે ત્યાં 'ને' પ્રત્યય છઠ્ઠી સાથે ત્રીજી વિભક્તિનો હોય છેઃ—**આંબાને** મોર આવ્યો (બીજી=ચોથી) **પગને** અંગુઠે વીંછી કરડયો (છઠ્ઠી સાથે ત્રીજી).

૩ વિધિવર્ત્તમાનકાળના મુખ્ય ક્રિયાપદ સહાયકારક ક્રિયાપદ સાથે આવેછે; ત્યારે મુખ્ય ક્રિયાપદનો કર્ત્તા બીજી વિભક્તિમાં આવેછે. જેમ:—**અકબરને** લડાઇ કરવી પડી. **રાજાને** જુના પ્રધાનો બોલાવવા પડ્યા. અંતે **તેને** કામ કરવું પડયું. (એમાં બીજી વિભક્તિ કર્ત્તાર્થે કહેવી).

૪ કેટલાક વખત (ભૂતકૃદંત.) કૃદંત અવ્યયને વખત ની અવધી જણાવવા સારૂ બીજી વિભકિત લાગેછે. જેમ:—મને રાજકોટમાં **આવ્યાને** સત્તર વર્ષ થયા; આ નિશાળની પરિક્ષા **લીધાને** ચાર વર્ષ થયાં.

## ત્રીજી વિભક્તિ.

**૧૯૪.** કર્ત્તા, કરણ, કારણ, **પરિમાણ**, **મૂળ**, **અંગવિ-કાર**, **સાહિત્ય**, **અધિકરણ**, વખત, જાતિ, **અધિકાર** વગેરે જણાવનાર શબ્દને ત્રીજી વિભકિત હોયછે.

૧ **કર્ત્તા**—સકર્મક ક્રિયાપદનો કર્ત્તા મૂળભેદમાં વિધિવર્તમાન-કાળે ત્રીજી વિભક્તિમાં આવેછેઃ—**તેણે** ચોપડી વાંચી.

અકર્મક ક્રિયાપદનો કર્ત્તા મૂળભેદમાં વિધિવર્તમાનકાળે ત્રીજી વિભકિતમાં આવેછે. **તેણે** જવું, **મારે** બેસવું, શકયભેદમાં અક-

ર્મક તથા સકર્મક ક્રિયાપદનો કર્ત્તા કરણાર્થે કેટલીક વખત ત્રીજી વિભકિતમાં આવેછે. **મેં** કેમ રહેવાય, **ચોરે** વિધાન ચોરાય.

૨ કરણ—જે સાંધણવડે ક્રિયા કરાયતે. મેં **કલમે** લખ્યું **હાથે** ખાઇએ છીએ.

શબ્દયોગી અવ્યય '**કરીને**'ની પહેલાં, અને **વિના**, તથા **વગર**, એ શબ્દો પછી ત્રીજી વિભક્તી આવેછે. **વેપારે** કરીને ગૂજરાત ધનાઢ્ય થઈ; વિના **કારણે** કોઈને પીંડવો નહીં; વગર **વિચારે** બોલવું નહીં.

૩ કારણ–સબબ અથવા હેતુ, જેમાંથી કાર્ય ઉત્પન્ન થાય તે. **તાવે** ઘણાં માણસ મુઆં; તે **જાત્રાએ** ગયોછે; **ઉજાગરે** માથું દુઃખે છે.

૪ પરિમાણ—અથવા માપ, દૂધપાકમાં **મણે** ૭ શેર ખાંડ ખપેછે. આગગાડી **કલાકે** ૪૦ મૈલ ચાલે છે.

૫ મૂલ–ભાવ, કિમ્મત. મોગરી બે **પૈસે** શેર મળેછે.

૬ અંગવિકાર–શરીરની ખોડ. તે **આંખે** આંધળો છે; તે **અંગે** રહી ગયોછે.

૭ સાહિત્ય–સામગ્રી. જેમકે, રાજા બસેં **ઘોડે** આવ્યો. તે બસેં **માણસે** ચઢયો.

૮ અધિકરણ–તે **વડોદરે** ગયો; **આંબે** કેરીઓ બેઠી; તે **આપવે** શુરોછે.

૯ વખત–મહેલ પાંચ **વરસે** પુરો થયો; નિશાળમાં છ **મહીને** વર્ગ બદલાયછે; હું **સવારે** આવીશ.

૧૦ જાતિ–અધિકાર. તે **જાતે** બ્રાહ્મણ છે; તે **અધિકારે** મુનાસફ છે; **સ્વભાવે** આકલો હતો.

## ચોથી વિભકિત.

**૧૯૫. નિમિત** અને કારણ જણાવનારા શબ્દને ચોથી

વિભક્તિ હોય છે, અને તેની પછી **માટે, કાજે, સારૂ, લીધે** વગેરે શબ્દયોગીઓ હોય છે અથવા તેનો અધ્યાહાર હોય છે.

૧ **નિમિત**–હું **તેનેસારૂ** ટોપી લાવ્યો.

૨ કારણ–દરેક માણસ **ગુજરાનને** વાસ્તે મહેનત કરે છે.

## પાંચમી વિભક્તિ.

૧૯૬. **અપાદાન**, કરણ, કારણ વગેરે જણાવનારા શબ્દને પાંચમી વિભક્તિ હોય છે. **અપાદાન** એ **સંપ્રદાનથી** ઉલટું છે. **સંપ્રદાનમાં** મળવું થાય, અને **અપાદાનમાં** ત્યાંથી છૂટું પડવું થાય. અવધિ, વિયોગ ને ન્યુનાધિકતા **અપાદાનમાં** આવેછે.

૧ **અવધિ**–સિમા, હદ, સ્થલાંતર કે કાળાંતર બતાવવાના કામમાં આવેછે. **અમદાવાદથી** કપડવંજ વીશ ગાઉ છે; તે બે **માસથી** માંદો છે.

૨ વિયોગ–છૂટા પડવું, હું **રાજકોટથી** નીકલ્યો.

૩ ન્યુનાધિકતા–( ન્યુન = નાનું + અધિકતા = મોટપણું ) **નડીઆદથી** કપડવંજ નાનું છે; **તનથી** વહાલી લાજ; **કાજળથી** કાળો કપુત.

૪ કરણ–**પુણ્યથી** સુખછે; **ગરમીથી** માથું દુઃખે છે.

૫ કારણ–**પૈસાથી** બધું મળે. **લાકડીથી** મરાયો.

શકય ભેદમાં મૂળનો કર્ત્તા કારણાર્થે પાંચમીમાં આવેછે; **તેનાથી** નહી ચલાય; **મારાથી** દાખલા ગણાશે.

## ૧૯૭. છઠ્ઠી વિભક્તિ.

**સગાઈ, માલીકી** અથવા **કબજો, આધાર, પ્રકૃતિ** વગેરે ઘણી જાતના સંબંધ બતાવેછે.

૧ સગાઈ–**મગનનો** ભાઈ.

૨ માલીકી–**રાજાનો** મેહલ; **શેઠનો** વાણોતર.

૩ આધાર–**નદીનું** માછલું; **બરણીનું** ઘી.

૪ પ્રકૃતિ–**રૂપાનો** લોટો; **સાગનું** ટેબલ.

## સાતમી વિભક્તિ.

**૧૯૮.** **અધીકરણ અને વખત** બતાવવાનાં કામમાં આવેછે.

૧ **અધીકરણ**–હોડી**માં** બેઠો; ગળા**માં** કંઠી છે.

૨ **વખત**–હું **સવારમાં** આવીશ.

૩ **જગ્યા**–સુરત**માં** આગ લાગી.

૪ **ક્રિયાનું કારણ**–કંઈ કામે આવ્યા હશો.

૫ કેટલીક વખતે, **જા, આવ, પોંહચ** વગેરે ગતિ દેખાડનારા ક્રિયાપદ આગળ સાતમીનો પ્રત્યય મૂકી દેવામાં આવેછે. જેમઃ–તે **સુરત** ગયો; હું મારે **દેશ** આવ્યો; રાત પડતાં **મુંબઈ** પહોંચી ગયો; મોટે **ઘેર**; પોતાને **દેશ**.

## સંબોધન.

**૧૯૯.** કોઈ પણ પ્રાણીને અથવા નિર્જીવ પદાર્થને જીવવાળી કલ્પીને, તે જાણે પોતાની સામે હોય તેમ બોલાવીએ તો **સંબોધન** વપડાય. જેમઃ—**છોકરા,** તું નઠારો છે; રે **નદી,** તારા કર્તવ્ય!

## વાક્યવિચાર સમાપ્ત.

---

## વિરામ ચિન્હ. ( वि+रम=રહેવું, થંભવું ).

બોલતાં બોલતાં શ્વાસ લેવા, તથા સાંભળનાર સહેલથી સમજી શકે તેટલાસારૂ અટકીએ છીએ. લખાણમાં એવી અટકવાની જગોએ કેટલીક નિશાનીઓ કરાયછે, તેને **વિરામચિન્હ** કહેછે. એમાંના મુખ્ય નીચે મુજબ છે:—

( , ) **અલ્પવિરામ**–બોલવામાં થોડોજ આંચકો અને અર્થમાં થોડીજ ભિન્નતા દેખાડેછે.

( ; ) **અર્ધવિરામ**–લગારેક અધીક આચકો, અને અર્થમાં અધિક ભિન્નતા દેખાડેછે.

( : ) **વૃદ્ધિવિરામ**–ઉપવાક્યોને જોડનાર ઉભયાન્વયી અવ્યય પડતો મૂકાય તો ત્યાં મહાવિરામ મૂકાયછે. જેમઃ—આળસ તજો:

આળસ સમાન બીજો વેરી નથી. એમાં કેમકે અવ્યય વચમાં પડતો મૂકયોછે.

**( . ) પૂર્ણવિરામ**–રચના અને અર્થમાં જ્યાં વાકય પુરૂં થાય, ત્યાં પૂર્ણવિરામ મૂકાયછે. જેમ:—તે ગયો.

**( ? ) પ્રશ્નચિન્હ**–સવાલ પુછતા વપરાય છે. જેમ:–શું ખાધું?

**( ! ) આશ્ચર્યટાંપ અથવા ઉદ્દગાર ચિન્હ**–આશ્ચર્ય, ધિક્કાર વગેરે મનોવિકાર દેખાડનાર શબ્દને કે વાકયોને અંતે એક, બે કે ત્રણ આશ્ચર્ય ચિન્હ આવે. અરે! આ કેવું ખોટું કામ! મોટો પંડીત !!

**[ ( ) ] કૌંસ**–વાકયના પેટામાં કોઈ પૃથક વચન કે સુચના આવે તે કૌંસમાં લેવાયછે. જેમ:—ઈં( અપ ) જવું.

**( " " ) અવતરણ ( ઉતારાનું ) ચિન્હ**—કોઈનું કહેલું કે લખેલું ઉતારવું હોય તો તેને અંતે અને આદિએ અવતરણચિન્હ આવેછે. અખો કહેછે " ભણતર મિથ્યા વગર વિચાર".

**( — ) ગુરૂરેખા–અવચ્છેદ રેખા**–ઉપવાકયમાં સમાનાર્થ સંબંધ દેખાડેછે, અથવા કૌપને સ્થળે વપરાય.

**( ' ) લોપચિન્હ**–શબ્દમાં કોઈ અક્ષરનો લોપ થાય ત્યાં લખાયછે. જેમ:—પે'લો. એમાં 'હે' નો લોપ છે.

**( = ) સમાન ચિન્હ**–જેમ:—કર્ણ = કાન.

**( ∧ V ) ભૂલ ચિન્હ**–જ્યાં ભૂલ હોય ત્યાં લખાયછે.



# પ્રકરણ ૬ ઠું.

## અનુસાર વિચાર.

૧. કીધો, ધી, ધું, નો ધાતુ 'કહે' તથા 'કર' થાય છે. જેમ:-મેં મોઢેથી બહુ કીધું, તેણે વાત કીધી (એમાં 'કહે.' ધાતુ છે). વાળુ કીધું, રસોઇ કીધી (એમાં 'કર' ધાતુ છે.)

૨. **લાવો, આવો, બતાવો, શીખવો,** એ વિધિવર્ત્તમાન નથી; પણ એમાં ધાતુપર '**ઓ**' પ્રત્યય લાગોછે, તેથી તે **અનિયમિત વર્ત્તમાન** છે.

૩. અવ્યયને છઠ્ઠી વિભકિત લાગીને તેની પાસે નામ આવે ત્યારે તે આવ્યયનું રૂપ વિશેષણ થાય છે. જેમ:—**માંહેનો** ભાગ; **ઉપરની** છત; **આગળનો** દેખાવ.

૪. ક્રિયાપદનો કર્ત્તા નામ હોય તો તે ત્રીજા પુરુષમાંજ લેવું, કારણ કે નામ બધાં ત્રીજા પુરૂષમાં છે.

૫. કેટલાંક નામ પહેલી વિભકિતમાં હોઇને કર્ત્તા જેવાં જણાય છે પરંતુ તે ખરા કર્ત્તા ન હોવાથી વાકયમાં અન્વયમાં તે વિકાર કરતાં નથી માટે તેમને **ઉપકર્ત્તા** અર્થે **પહેલી વિભકિતમાં** અથવા **ક્રિયા પુર્ણીમાં** ગણ્યાંછે, જેમ:-વનરાજ **રાજા** થયો

૬. એક અથવા વધારે નામ કોઈ નામને ઓળખાવવાને તેની સાથે આવી તેનીજ વિભકિતમાં હોય છે. તે વખતે તે ઓળખાવનારા નામ ઓળખાવનારની **સમાનાર્થે વિભકિતમાં** કહેવાય છે. જેમ કે:—ગુજરાતના **ક્વી** દલપતરામ; છગન કરીને છોકરો.

૭. **કરતાં**-મુકાબલો કરવામાં વપરાય ત્યારે તેનો અર્થ **થી** થાય છે અને તેનું પદચ્છેદ **શબ્દયોગી અવ્યય** કરવું; રણછોડ **કરતાં** છગન મોટો છે.

૮. **કરીને**-એનો અર્થ વડે અથવા **નામે** થાય તો શબ્દ-યોગીઅવ્યય લેવો; છરીએ **કરીને** કપાયું; મગન **કરીને** છોકરો

હતો; પણ જ્યારે તેનો અર્થ **કાંઈ કામ** કરવાનો હોય તો કૃદંત. જેમઃ—તે લડાઈ **કરીને** ગયો.

**૯. શું**, જ્યારે વાક્યમાં સંબંધ વગર વપરાયે ત્યારે કેવળપ્રયોગી. જેમઃ—**શું**, તે આવડો મોટો હતો.

**૧૦. વારૂ**, પ્રશ્ન રૂપે વપરાય તો કેવળપ્રયોગી. તમે વાંચશો વારૂ? નહીં તો **ક્રિયાવિશેષણઅવ્યય**. જેમઃ—**વારૂ** જલદી બોલો.

**૧૧. ગતિ, કાળ, પરિણામ** બતાવનારા શબ્દ અકર્મક ક્રિયાપદની સાથે આવે તો પહેલી વિભક્તિ લેવી. જેમઃ—બે **ગાઉ** ચાલ્યો; દશ **દિવસ** હું રહ્યો.

**૧૨.** જ્યારે આખા વાક્ય માટે '**એ**' દર્શક સર્વનામ સમાનાર્થ વિભક્તિમાં હોય ત્યારે તે નાન્યતરજાતિ અને એકવચનમાં લેવું.

**૧૩. 'એ'** પ્રત્યય ત્રીજી વિભક્તિનો છે પણ જ્યારે એ છુટો પડતો હોયને તેનો અર્થ '**પણ**' થતો હોય ત્યારે **ક્રિયાવિશેષણ** અવ્યય લેવું જેમઃ—લોટો **એ** ગયો ( પણ ). ઘેર એમાં પહેલી વિભક્તિ નથી, પણ ત્રીજી વિભક્તિ છે.

**૧૪. વળીનું** વ્યાકરણ નીચેપ્રમાણે પાંચ રીતે થાય છે.

( ૧ ) નામ-છાપરાની **વળી**. ( ૨ ) અવ્યયકૃદંત—કાગળ **વળી** ગયો. ( ૩ ) **ઉભયાન્વયી અવ્યય**.—છોકરો ડાહ્યો છે **વળી** મહેનતુ છે. ( ૪ ) ક્રિયાપદ—તે ભેંસ પાછી **વળી** નહીં. ( ૫ ) **ક્રિયાવિશેષણ અવ્યય**—તું વધારે ખાઇશ તો **વળી** પેટમાં દુઃખશે.

**૧૫. ક્રિયાનાથ** જુદી જુદી જાતીનાં હોય તો ક્રિયાપદ નાન્યતરજાતિના બહુવચનમાં આવે છે. જેમઃ—રાજાને રાણી આવ્યાં.

**૧૬. છ, હો, થા** ધાતુની પહેલાં કોઈ કૃદંત આવે તો કૃદંતવિશેષણ થાય.

**૧૭. ક્રિયાનાથ** જૂદા જૂદા પુરૂષસર્વનામ હોય ત્યારે જો પેહેલો પુરૂષ તેમાં હોય તો ક્રિયાપદ પહેલો પુરૂષ બહુવચનમાં

અને પહેલો ન હોતાં બીજા ત્રીજાનું સર્વનામ હોય તો બીજા પુરૂષ બહુવચનમાં આવે છે. જેમઃ—હું અને તે (મગન) આવીશું; હું અને તે વાંચીએ છીએ; તું ને તે (મગન) કાલે આવજો, તું અને તેઓ જશો. રંગીલા દાસને તું આવશો તો ઠીક.

૧૮. જ્યારે કોઈ ક્રિયાપદ પાસે આવેલું વિશેષણ જુદી જુદી જાતિના, **અનેથી** જોડાએલા એકવચનવાળા બે નામોનો ગુણ બતાવે છે ત્યારે તે વિશેષણ નાન્યતરજાતિ અને બહુવચનમાં આવે. જેમઃ—રાજા અને રાણી **ભલાં** છે; મારી બેન તથા મારો ભાઇ **સારાં** છે.

૧૯. હું માંદો છું = હાલમાં અને ખરેખરો માંદો છું. હું માંદો હોઉછું = મારામાં એવી રૂઢી પડી ગઇ છે.

૨૦. શકયતા અથવા સજ્ઞતાનો અર્થ નીચલી ચાર રીતથી બતાવાય છેઃ—

૧ **સહ્યભેદે** કરીને. જેમઃ—કરાયું.

૨ **ખા** ક્રિયાપદને નામની સાથે બોલવાથી. જેમઃ—માર ખાય છે.

૩ **જા** ક્રિયાપદથી. જેમઃ—માર્યો જાય છે.

૪ સામાન્ય રૂપની સપ્તમી સાથે **આવ** ક્રિયાપદ મુકવાથી. જેમઃ—**જોવામાં આવે.**

૨૧. **સંધી** આપોઃ—પંચાગ = પંચ + અંગ.

| | |
|---|---|
| નવોઢા = નવ + ઉઢા. | અર્થવચ્છ શબ્દ=અર્થવત્+ શબ્દ. |
| સાન્વય = સાનુ + અય | સાંગોપાંગ = સ+અંગ + ઉપ + અંગ. |
| મુરારી = મુર + અરી. | સદોદીત = સત + ઉદીત. |
| લઘ્વાકર = લઘુ + આકર. | અનૌરશ = અન + ઔરશ. |
| ઉદ્ધાર = ઉત + હાર. | સચ્ચિદાનંદ = સત+ચિત+ આનંદ. |
| સદ્વંશ = સત + વંશ. | |
| ઉન્મત્ત = ઉત + મત. | |
| મન્વાદી = મનુ + આદી. | |

**૨૨.** કેટલાક સંસ્કૃત પરાકાષ્ઠ કોઠીના વિશેષણો ગુજરાતીમાં એમના એમ વપરાય છે. જેમ:—ઉત્તમ, સર્વોત્તમ, કનિષ્ઠ, પ્રિયતમ.

**૨૩.** વર્ણસંયુકિતમાં અક્ષરોની ગુણા અથવા વૃદ્ધિ થયા વગર તેઓ એક બીજા પાસ એમના એમ લખાય છે, પણ **સંધીમાં** ફેરફાર થઇને જોડાય છે.

**૨૪. વિભકિત** ( **वि** = દૂર + **भंज** = ભાંજવું.) એટલે કે શબ્દને તેનાં **થડ** અને **પ્રત્યયોમાં** ભાંગવું, એટલે તેઓથી જુદા પાડવું; આ ધાતુ રૂપી અર્થ વિભકિતના ઉપયોગ પ્રમાણે નથી, કારણ કે **પહેલી, બીજી** અને **આઠમી** વિભકિતના પ્રત્યયો હોતા નથી; પણ તેઓના વાકયમાં સંબંધ પરથી વિભકિત સીદ્ધ થાય છે.

એવું ધારવામાં આવેછે, કે વિભકિતના પ્રત્યયો અગાઉ **વાકય-યોગી** અથવા કોઇ બીજા જુદા શબ્દો હશે પણ કાળાંતરે તેઓમાં આવો ફેરફાર થયો, અને કેટલાક પ્રત્યયો બીલકુલ નીકળી ગયા.

**૨૫.** કેટલાક શબ્દયોગી અવ્યયોની અગાઉ છઠ્ઠીના જાતિ-દર્શક પ્રત્યયો **નો, ની, ના** વગેરે આવે છે, કેટલાક અગાઉ ચોથીનો '**ને**' પ્રત્યય આવે છે. આથી એવું જણાય છે આ નામયોગીઓ અગાઉ જુદી જુદી જાતિના **નામ** તરીકે વપરાતાં હતાં.

**૨૬.** ચોથી વિભક્તિ જયારે '**હો**' મૂળ આગળ ઈચ્છા દેખાડવા, અને '**પડ**' મૂળ આગળ **જરૂરતા** દેખાડવા સારૂ વપરાય છે ત્યારે તે વિભકિત કર્ત્તા તરીકે હોય છે. જેમ:—**છોકરાને** પાણી પીવુંછે; **તેને** એવું કરવું પડેછે; **મારે** અહીં રહેવું પડેછે વગેરે.

**૨૭. નીચલા શબ્દો વિરૂધ્ધતા દેખાડે છે :—**

| | |
|---|---|
| નિવૃત્તિ = પ્રવૃત્તિ. | પ્રબળ = અબલ. |
| સ્વતંત્ર = પરતંત્ર. | પ્રતિકુળ = અનુકુળ. |

| | | | |
|---|---|---|---|
| સન્મુખ | = વિમુખ. | વિકલ્પ | = સંકલ્પ. |
| સફળ | = નિષ્ફળ. | સ્વાર્થ | = પરાર્થ. |
| સંપત્તિ | = વિપત્તિ, આપત્તિ. | પૂર્વજ | = અનુજ. |
| મિતાહારી | = અતિહારી. | વિધવા | = સધવા. |
| બહુધા | = નવધા. | ક્વચિત | = ખ્વચિત. |
| નાસ્તિક | = આસ્તિક. | દુરાચારી | = સદાચારી. |

૨૮. અનુનાસિક અક્ષરને પુરા લખવાનો શ્રમ મટાડવાને અર્થે અનુસ્વારની યુક્તિ કરેલી છે, માટે જેમ અનુનાસિક અક્ષરનાં પાંચ સ્થાન છે તેમજ અનુસ્વારનાં પણ છે.

૧ જે અક્ષરની સાથે અનુસ્વારનો ઉચ્ચાર થાય છે તે અક્ષરના વર્ગના અનુનાસિકને ઠેકાણે તે વપરાય છે. જેમ:—અંક =અઙ્ક; પંચ = પઞ્ચ, કંઠ = કણ્ઠ; દંત = દન્ત; કંપ =કમ્પ ઈ૦.

૨ વંશ, અંશ ઇત્યાદિ શબ્દોમાં અનુસ્વાર કંઠ્ય અનુનાસિક અક્ષર ( ઙ ) ના ઉચ્ચાર ઉપર લગારેક આવેલો જણાય છે.

૩ શબ્દના છેલ્લા અક્ષર ઉપર અનુસ્વાર આવે તો, કંઠાદિક વર્ણસ્થાનનો કંઈ નિશ્ચય દેખાડ્યાવિના, ઉચ્ચાર, કેવળ અનુનાસિક રણકારા જેવો છે. જેમ કે:—સારૂં, કરૂં, ખોટું, બોલું, છું.

૨૯. બે કે અધિક નામ, બધાએ એક વચનમાં હોય, અને તેમને સાંધનાર વાક્યયોગી અથવા, કે, ઈ૦ હોય તો ક્રિયાપદ એકવચનનું હોય; પણ સમૂહમાંનું એક નામ એક વચનને હોય અને બીજાં અનેકવચનમાં હોય તો ક્રિયાપદ છેલ્લાનો અન્વય રાખે છે; જેમ:-એક જન કે દશ જન આવ્યા.

૩૦. બે કે અધિક નામ એકજ વિષયની જૂદી જૂદી સંજ્ઞા હોય, તો તેમનો અર્થ એક વચનનો છે. જેમ:—ગામનો ગુરૂ તથા કવિરાજ આવ્યો છે. સૃષ્ટીનો કર્ત્તા તથા પાળક મોટો છે.

---

## પદચ્છેદ.

**પદચ્છેદ**–( પદ = શબ્દ + છિદ = છેડવું ) શબ્દને છેડવા, એટલા વાકયમાં આવેલા શબ્દો કયા વર્ગના છે, તેમને કઈ કઈ જાતના પ્રત્યય લાગેલા છે, તેમનો વાકયમાં એક બીજા સાથશો સંબંધ છે તે, પ્રથક પ્રથક કરી દેખાડવું તેને **પદચ્છેદ** અથવા **વ્યાકરણકરવું** કહેછે.

**પદચ્છેદ** બે જાતનુંછે:–**૧ સાદું. ૨ સંપૂર્ણ.**

---

### નમુના.

**૧. શું! એમ કરાયકે?**

**શું**–કેવળપ્રયોગી અવ્યય.

**એમ**–રીતીવાચક ક્રિયા વિશેષણ અવ્યય.

**કરાય**–સકર્મક ક્રિયાપદ, કર મૂળ, શકયભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, 'મારાથી' 'કોઇથી' અથવા 'કરનાર'થી ( અધ્યાહાર ) કર્ત્તા 'કરવાનું' કર્મ; કર્મણિ પ્રયોગ.

**કે**–કેવળપ્રયોગી અવ્યય.

**૨. તમારાથી દાખલો ગણાવાય તો ગણવો નહીં–તો હુ ગણાવું.**

**તમારાથી**–બીજો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, કારણાર્થે પાંચમીનું એકવચન 'ગણાવાય'નો કર્ત્તા.

**દાખલો**–સામાન્યનામ, નરજાતિ બીજીનું એકવચન 'ગણાવાય'ને। કર્મ.

**ગણાવાય**–સકર્મક ક્રિયાપદ, ( પ્રેરક ભેદનો ) ગણાવ મૂળ, શકયભેદ, અનિયમિતવર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નરજાતિ એકવચન 'તમારાથા' કર્ત્તા 'દાખલો' કર્મ; કર્મણિ પ્રયોગ.

**તો**–ઉભયાન્વયી અવ્યય.

**ગણુવો**–સકર્મક ક્રિયાપદ, ગણુ મૂળ, મૂળભેદ, આજ્ઞાર્થ, વિધિ વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન; 'તમે' અધ્યાહાર કર્તા, 'દાખલો' કર્મ, કર્મણિપ્રયોગ.

**નહીંતો**–ઉભયાન્વયી અવ્યય.

**હું**–પહેલો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, પહેલીનું એક-વચન, 'ગણાવું' નો કર્તા.

**ગણાવું**–સકર્મક ક્રિયાપદ, ગણાવ મૂળ, મૂળભેદ, અનિયમિત-વર્તમાનકાળ, પહેલો પુરૂષ, સામાન્યજાતિ, એકવચન; 'હું' કર્તા, 'દાખલો' કર્મ, કર્તરિ પ્રયોગ.

### ૩. જેણે કરીને તમે દુઃખ પામોછો તે બીજાને જણાવતા રહોતો ઠીક.

**જેણે**–સંબંધી સર્વનામ, નાન્યતર (સામાન્ય) જાતિ, ત્રીજીનું એકવચન.

**કરીને**–કારણ દર્શક શબ્દયોગી અવ્યય.

**તમે**–બીજો પુરૂષ સર્વનામ સામાન્યજાતિ, માનાર્થે પહેલીનું બહુવચન, 'પામોછો' નો કર્તા.

**તે**–સંબંધી સર્વનામ, નાન્યતર (સામાન્ય) જાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન 'જણાવતા રહો'નો ઉપસ્થ કર્મ.

**બીજાને**–સામાન્ય સર્વનામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન, 'જણાવતા રહો' નો અનુપસ્થ કર્મ.

**જણાવતા રહો**–સંયુક્ત સકર્મક ક્રિયાપદ, જણાવ મૂળ, મૂળ-ભેદ, આજ્ઞાર્થ, અનિયમિતવર્તમાનકાળ, બીજો પુરૂષ સામાન્યજાતિ, બહુવચન, 'તમે' કર્તા, 'તે' ઉપસ્થ કર્મ, 'બીજાને' અનુપસ્થ કર્મ, કર્તરિપ્રયોગ.

### ૪. કહેવું એ તો સહેલછે.

**કહેવું**–સામાન્ય કૃદંત, 'એ' ને સમાનાર્થે પહેલી વિભક્તિ.

**એ**—દર્શક સર્વનામ, નાન્યતરજાતિ, છે ક્રિયાપદના કર્ત્તાર્થે પહેલીનું એકવચન.

**તો**—નિશ્ચયાર્થ ક્રિયાવિશેષણ અવ્યય.

**સહેલ**—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય ' એ. '

**૫. મારાથી હાલ જરા ટેકીને બેસાયછે.**

**મારાથી**—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, પાંચમીનું એકવચન, ' બેસાયછે ' એ શકયભેદના ક્રિયાપદનો ખરો કર્ત્તા કારણ રૂપે છે.

**હાલ**—કાળવાચક ક્રિયાવિશેષણ અવ્યય.

**જરા**—અલ્પાર્થ ક્રિયાવિશેષણ અવ્યય.

**ટેકીને**—સંબંધક ભૂત કૃદંત.

**બેસાયછે**—અકર્મક ક્રિયાપદ, બેસ મૂળ, શકયભેદ, નિશ્ચાર્થે દ્વીત્વવર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન ક્રિયાપદનો ભાવ ( "બેસવાનું" ) કર્ત્તા, ભાવે પ્રયોગ.

**૬. જેઓ ભિક્ષાવૃત્તિમાં પડયા તેઓ ભિક્ષુક કહેવાયા.**

**જેઓ**—સંબંધી સર્વનામ નરજાતિ પ્રથમાનું બહુવચન 'પડ્યા' ક્રિયાપદનો કર્ત્તા.

**તેઓ**—સંબંધી સર્વનામ, નરજાતિ, પ્રથમાનું બહુવચન, ' કહેવાયા ' ક્રિયાપદનો (ભેદ સહ્ય માટે તેનો) 'સહક' તથા 'ક્રિયાનાથ'.

**ભિક્ષુક**—સામાન્યનામ, નરજાતિ, પ્રથમાનું બહુવચન ' કહેવાયા ' ક્રિયાપદનો ક્રિયાપૂર્ણી ( "તેઓનો" સમાનાર્થ ).

**કહેવાયા**—સકર્મક ક્રિયાપદ, કહે મૂળ, સહ્યભેદ, નિશ્ચાર્થ, ભુતકાળ, ત્રીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, એનો સહક તથા ક્રિયાનાથ ' તેઓ,' ખરો કર્ત્તા પંચમીમાં અધ્યાહાર, માટે કર્મણિ પ્રયોગ.

**૭. તમારે એની તપાસ કરવા અમદાવાદ જવું જોઇએ.**

**તમારે**–દ્વિતીય પુરૂષ સર્વનામ, (અનિશ્ચિત) સામાન્ય જાતિ, ચોથાનું માનાર્થે બહુવચન, "જોઈએ" ક્રિયાપદનો ક્રિયાપૂર્ણી.

**અમદાવાદ**–વિશેષનામ, નાન્યતર જાતિ, અધિકરણાર્થે સપ્તમીનું એકવચન.

**જવું**–'જા' મૂળ પરથી સાધિત થયેલો સામાન્ય કૃદંત, નાન્યતર જાતિ, પ્રથમાનું એકવચન, "જોઈએ" ક્રિયાપદનો કર્ત્તા તથા ક્રિયાનાથ.

**જોઈએ**–અપૂર્ણ અકર્મક ક્રિયાપદ, ('યુજ' ધાતુના સપ્ત ભેદ 'યુજ્યેતે'નો અપભ્રંશ) જોઈએ મૂળ, નિશ્ચાર્થે, વર્ત્તમાન કાળ, ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ, એકવચન, 'જવું' કર્ત્તા તથા ક્રિયાનાથ, કર્ત્તરિપ્રયોગ.

**૮. એને કોઈ સાથે બનતું નથી.**

**બનતું નથી**–અકર્મક વર્ણનું ભાવકર્ત્તુક ક્રિયાપદ, 'બન' મૂળ, મૂળભેદ નિષેધાર્થે દ્વિત્વવર્ત્તમાન કાળ, ('ક્રિયાનાથ' હોતો નથી માટે હમેશા) ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ, એકવચન, (ક્રિયાનોભાવ) 'બનવાનું' કર્ત્તા, ભાવકર્ત્તરિપ્રયોગ.

---

## ડિકતેશન (જોડણી) ના યાદ રાખાવ જોગ કેટલાક નિયમો.

૧. ગૂજરાતી એકાક્ષરી શબ્દો દીર્ઘ લખવા. જેમકેઃ—**ઘી, લૂ, જૂ.**

૨. એક કરતાં વધારે અક્ષરવાળા શબ્દમાં હ્રસ્વ અક્ષરની પહેલાંનો અક્ષર દીર્ઘ અને દીર્ઘ અક્ષરની પહેલાંનો હ્રસ્વ લખવો. જેમકેઃ—**પ્રીતિ, દિલ્લી, નીતિ.**

૩. છેલ્લી 'ઈ' દીર્ઘ અને છેલ્લું 'ઉ' હ્રસ્વ લખવું. જેમકેઃ—દીવાની, ગરમી, લાડુ.

૪. દીર્ઘ વરડાપર અનુસ્વાર ઘણું કરીને આવે નહીં, અપવાદો ગહૂં, લૂંટ, ભૂંડું વગેરે.

૫. 'સારૂં' વિશેષણ હોય તો અનુસ્વાર લખવો પણ શબ્દ-યોગી અવ્યય હોય ત્યારે ન કરવો. જેમઃ—**સારૂં** છોકરૂં, છોકરાં **સારૂ** જ્ઞાન જોઈએ.

૬. ઉકારાંતનું બહુવચન **આંકારાંત** થતું હોય તો તેનાપર અનુસ્વાર કરવું. જેમઃ—ગાડું, **ગાડાં**; પણ બહુવચન **આકારાંત** થતું હોય તો ન કરવું. તેમજ ઉકારાંત નરજાતિપર ન કરવું. જેમઃ—લાડુ, તમાકુ, વગેરે.

૭. હું, તું પર અનુસ્વાર કરવું; પણ રૂ, બહુ, એનાપર ન કરવું.

૮. ગામનું 'પુર' -હ્રસ્વ કરવું; નદીનું 'પૂર' દીર્ઘ કરવું.

૯. 'ઈ'ની પછી જો સ્વર મૂકવો હોય તો ઈ દીર્ઘ લખવી; ને "ય" મુકવો હોય તો 'ઈ' -હ્રસ્વ કરવી. જેમઃ—કાઠીઆવાડ, કાઠિયાવાડ; વાણીઓ, વાણિયો; પણ રેશનીયા, આંગરિઓ, ચાંચીયા; વગેરે અપવાદી શબ્દો પુષ્કળ મળેછે.

૧૦. છઠ્ઠીના પ્રત્યય 'ના' પછી નાન્યતર જાતિનો શબ્દ આવે તો 'ના' પર અનુસ્વાર કરવું; નાન્યતર ન હોય તો ન કરવું. જેમઃ—ગાડાંનાં પૈડાં; સોનાના વાળા; ઢોરના પગ; લોકોનાંઘર.

૧૧. ન, ણ, મ, ની પહેલાં અનુસ્વાર ન લખવો. જેમકેઃ—માણસ, મન, રામ.

પ્રકરણ ૫ મું સમાપ્ત.

---

# પ્રકરણ ૭ મું.

## ઉપયોગી ધાતુ સંગ્રહ.

### ૧. ઈ = જવું.

અન્વય, અપાય, ઉપાય, ઉદય, અભ્યુદય, પ્રત્યય, અવ્યય, સમય, સહાય, અંતરાય, ન્યાય, પર્યાય, સમુદાય, ઉત્તરાયણ, દક્ષિ-

ણાયણ, પારાયણ, રસાયણ, પરાયન, પલાયન, ગુણાગીત, ઉદીત, વિપરિત, અનાધ્યાય, ઉપાધ્યાય, અધ્યાપદ.

૨. ઈક્ષ્ = જોવું.

અપેક્ષા, ઉત્પ્રેક્ષા, ઉપેક્ષા, નિરીક્ષા, પરિક્ષા, પરિક્ષક.

૩. કમ્ = ચાહવું.

કામી, કામીની, કામધેનું, નિષ્કામ, કામના, મનઃ કામના, કંત, કાંતા, કાંતિ.

૪. કૃ = કરવું.

કીંકર, શંકર, સુખકર, લોકકાર, અંહકાર, અંધકાર, સત્કાર, અધિકાર, આકાર, પ્રકાર, આશ્ચર્યકારક, જગત્કર્ત્તા, સુખકરણ, અધિકરણ, અનુકરણ, પ્રકરણ, વ્યાકરણ, સમીકરણ, કૃતહી, સંસ્કૃત, વિશ્વકર, નિશાકર, ચાકર, ભયંકાર, કારાગ્રહ, કરણી, કારણ, અકર્મક, કર્મણિ, ક્રિયાપદ, પ્રક્રિયા, આકૃતિ, પ્રકૃતિ, કૃતાર્થ, કૃતઘ્ન, સુકૃત, કર્ત્તવ્ય, ક્રિયમાણ, અપકાર, પરાપકાર, વિકાર, અલંકાર, સાલંકૃત, સ્વીકાર, સંસ્કાર, વિકૃતિ.

૫. ક્રમ્ = પગલું ભરવું.

અક્રમ, ઉપક્રમ, પરાક્રમ, વિક્રમ, વ્યુત્ક્રમ, ચક્ર, પરિક્રમણ, ક્રાંતિ, કાંતિવૃત્ત, સંક્રાતિ.

૬. ખડ્ (ખંડ) ભાગવું.

ખાંડ, ખંડનક, ખોડ, ખાંડણિયો, ખાંડણી, અખંડિત, ખડગ, ખનિજ, ખાંચર, ખાણ, ખંડેર, અખાત.

૭. ખ્યા = કહેવું-વખાણવું.

વ્યાખ્યા, આખ્યાન, રૂપાખ્યાન, વખાણ, પ્રખ્યાત, વિખ્યાત આખ્યાપિકા, પંચોપાખ્યાન, સંખ્યા, અસંખ્ય.

૮. ગણ્ = ગણવું.

ગણેશ, ગણિકા, અવગણના, અંકગણિત, મિશ્રગણીત, અગણિત, ગણત્રી, ગુણાકાર, ગણોત.

### ૯. ગમ્ = જવું.

પ્લવંગમ, વિહંગમ, નિગમ, સંગમ; જગમ, ખગ, નગ, નાગ, નગર, નાગર, પન્નગ, ભુજંગ, દુર્ગા, ગંગા, પૂર્વગ, અનુગ, દેશગ, સમુદ્રગ, ગરૂડગામી, અગમ્ય, ગાત્ર, ગતાગત, દુર્ગતિ, જગત, જગદીશ, જગન્નાથ, અભ્યાગત, આગતાસ્વાગતા.

### ૧૦. ગૃહ-ગ્રહ્ = લેવું.

ગૃહસ્થ, ઉપગ્રહ, આગ્રહ, સંગ્રહ, ગર્ભિત, સગર્ભા, ગુણગ્રાહી, પ્રાણિગ્રહણ, ગ્રાહક, ( ઘરાક ), ઉઘરાણી.

### ૧૧. ચર્ = જવું, ચરવું.

ખેચર, ગોચર, અગોચર, જલચર, ભૂચર, વનચર, અનુચર, સચરાચર, સહચરી, આચાર, સદાચાર, અનાચાર, ઉચ્ચાર. ઉપચાર, દુરાચાર, વિચાર, સંસાર, સમાચાર, ચરણારવિંદ, આચરણ, સદાચરણ, બ્રહ્મચારિણી, અવિચારી, આશ્ચર્ય, ધર્માચાર્ય, ચર્મકાર, ઉચરવું, વિચરવું, સાંચરવું.

### ૧૨. ચલ્ = હાલવું.

અચલ, હીમાચલ, ચંચલ, ચાલાડી, ઉચ્ચાલન, ચાળણી, ઉછાળો, પ્રચાલિત.

### ૧૩. ચિત્ = જાણવું, વિચારવું.

ચિદાનંદ, ચિન્મય, સચ્ચિદાનંદ, ચેતના, ચિત્રકાર, ચિત્રા, ચૈત્ર.

### ૧૪. છિદ્ = કાપવું, ભાગ કરવા.

સમચ્છેદ, ઉચ્છેદ, પરિચ્છેદ, અવિછિન્ન, છેદનબિંદુ, ઉચ્છેદક, રણછોડ, છીણી, છીનવું.

### ૧૫. જન્ = પેદા કરવું, પેદા થવું.

દુર્જન, મહાજન, સજ્જન, સાર્વજનિક, નિર્જન, સુજન, અંડજ, તનુજ, દ્વીજ, પંકજ, પૂર્વજ, મનોજ, વંશજ, અજ, સહજ, અનુજ, રામાનુજ, પ્રજા, દુઃખજનક, જનિતા, જાત, વિજાતીય, જન્માંતર, જંતુ, જન્ય, સુજાતિ.

૧૬. જીવ્ = જીવવું.

નિર્જીવ, સજીવ, ચિરંજીવી, સંજીવન, જીવત્ક્રિયા, આજીવિકા, જીવિત, જીવતું.

૧૭. તપ્ = તપવું.

તાપી, પશ્ચાત્તાપ, પરિતાપ, પ્રતાપ, તપોધન, તપાસ, તપસ્વી, સંતપ્ત, તાપોડિયાં, તાપવું, પસ્તાવવું, તપેલું, તવેતો, તાવડી, તપત.

૧૮. તૄ=તરવું, ઓળંગવું, છુટી નિકળવું.

ભવતારણ, તરંગ, વક્તા, શ્રોતા, અવતાર, અવતરણ ચિહ્‌ન, ત્રાતા, તરૂ, તીર્થ, તરણિજા, ઉતરાણ, ઉતારૂ, ઉતાર.

૧૯. દા = આપવું.

દુઃખદ, સુખદ, નર્મદા, અપાદાન, સુખદાયક, દત્તક, ઉદાત્ત, અનુદાત્ત, દેવાદાર, દાપુ, દાઈ.

૨૦. દિવ્ = પ્રકાશવું, રમવું.

દેવાલય, દેવગૃહ, દેવી, દેવતા, દૈવતા, દિવ્ય, દિનકર, દિનમાન, દિવાકર, ધૂતકારી.

૨૧. દીપ્ = બળવું, પ્રકાશવું.

દીવો, દીવાલી, દીપમાળ, દીપર્વત ( દીવટ ), ઉદ્દીપન, દીપ્તિ, દેદીપ્યમાન.

૨૨. ધા-ધિ = ધારણ કરવું.

અવધિ, આધિ, વ્યાધિ, ઉપાધિ, પ્રતિનિધિ, જલધિ, ઓષધિ, વસુધા, અંતર્ધાન, પ્રધાન, સમાધાન, અનુસંધાન, રાજધાન, ધાતા.

૨૩. ધૃ = ઝાલી રાખવું.

ગંગાધર, જલંધર, ભૂધર, વસુંધરા, સૂત્રધાર (સુતાર), આધાર, અધીર, ધુરંધર, સાધારણ, ધરણીધર. વેષધારી, વૈધૃત.

૨૪. નમ્ = નમવું.

પરિણામ, નમસ્કાર, નમ્રતા, વિનંતિ, નમોનમ, ઉન્નતાંશ, રૂણુત, ઉન્નતિ.

**૨૫. ની = દોરીજવું.**

વિનય, નિર્ણય, પરિણુય, નયન, કમળનયની, ઉપનયન, નાયક, ઉપનેત્ર ( ચશ્મા ), નવનીતિ, આણું, પરણવું.

**૨૬. પચ્ = રાંધવું, પકવવું.**

પાક, પાચન, પકવ, પ્રપંચ, પોખ, અપચો, પરિકવતા.

**૨૭. પત્ = પડવું, ઉડવું.**

પતંગ, અશ્રુપાત, પક્ષપાત, વ્યતીપાત, સંનિપાત, પતન, પત્રાલી.

**૨૮. પદ્ = ડગળું ભરવું-મેળવવું.**

પન્નગ, પદ્ધતિ, આપદા, સંપત્તિ, ઉત્પત્તિ, વ્યુત્પત્તિ, ષટ્પદી, પદાર્થ, પદવી, સપાદ, પાદુકી, સંપાદક, ઉત્પન્ન, સંપન્ન, પદ્મા.

**૨૯. પા = પાળવું.**

ગોપ, ગોપિકા, નૃપ, ભૂપ, મંડપ, મહીપતિ, પિતા, પતિ, નૃપતિ, પૈત્રિક.

**૩૦. પા = પીવું.**

દ્વીપ, મધુપ, પયોદ, પાન, નિપાન, પાતા, મદ્યપી, સુરાપી.

**૩૧. પૂ = ચોખ્ખું કરવું.**

પવન, પાવક, પુત્ર, પૌત્ર, પવિત્ર, પુનિત.

**૩૨. પૃ = ભરવું.**

પુરી, પૂર, પુરાણુ, પર્વ, પર્વત, પૂરણુ, પૂર્ણાંક, પૂર્ણિમા, સંપૂર્ણ.

**૩૩. બંધ્ = બાંધવું.**

બાંધિયો, પ્રતિબંધ, સંબંધ, બાંધવ, બંધુ, બધિર, બંદીવાન.

**૩૪. બુધ્ = જાણવું.**

કુબુધ, બોધ, સંબોધન, બુદ્ધ, બુદ્ધી, બૂઝવું.

**૩૫. ભંજ્ = ભાંજવું.**

ભાગ, ભાગાકાર, વિભાગ, અભગ, ભાંજણી, ભાજક, ક્ષણુભંગુર, વિભક્તિ, ભગંદર, ભાગીઆ.

### ૩૬. ભાષ્ = બોલવું.

ભાષા, ભાષણકર્ત્તા, સંભાષણ, સુભાષિત, ભાષ્ય, દુભાશ, આભાસ.

### ૩૭. ભૂ = હોવું.

પ્રભુ, શંભુ, સ્વયંભૂ, ભૂધર, ભૂપ, ભૂમિતિ, ભવાની, અનુભવ, વૈભવ, સંભવ, અભાવ, સ્વભાવ, બાષ્પભવન, ત્રીભુવન, ભવિષ્ય, ભોમ, ભોંય, ભૂમિકા, ભાવી.

### ૩૮. મન્ = વિચારવું.

મનોયત્ન, મનોહર, માનસિક, મનસ્વી, મનસા, મનુષ્ય, મુનિ, અનુમત, કુમતિ, મંત્ર, માયા.

### ૩૯. મા = માપવું.

સમાંતર, ઉપમા, અનુપમ, અનુમાન, પરિમાણ, પ્રમાણ પ્રમાણિક, સમાન, માતા, માત્રા, મિતાહાર, ભૂમિતિ.

### ૪૦. મૃ = મરવું.

અમર, અજરામર, અમરાવતી, કુમાર, મરણ, મડદું, અમૃત, મારામારી, મારકણો, મરકી.

### ૪૧. યુજ્ = જોડવું.

યુગ, યોગી, ઉદ્યોગ, ઉપયોગ, વિયોગ, પ્રયોજન, સંયોજક, સંયુક્ત, યોગ્ય, પ્રયોજ્ય, જોઈએ.

### ૪૨. રંજ્ = રંગવુ, ચહાવું, ઉશ્કેરવું.

રંગ, રાગ, અનુરાગ, વિરાગ, રંજન, રજની, રંજક, રાગડા.

### ૪૩. રક્ષ્ = રક્ષણ કરવું.

રાજન, રાજા, રાજધાની, વિરાજ્યમાન, મહારાષ્ટ્ર.

### ૪૪. વચ્ = બોલવું.

વાગ્દાન, વાચા, વચન, વકતા, વાકય, અતિશયોક્તિ, વાચાલતા.

### ૪૫. વસ્ = રહેવું, ઢાંકવું.

વાસ, પ્રતિવાસી, મહિવાસ, ઉપવાસ, નિવાસ, સુવાસ, વસન, વસુધા, વસુંધરા, વાસુદેવ, વસ્તુ, વાસ્તવિક, વસવાયાં, વાસસુકુર્ષ.

૪૬. વિદ્ = જાણવું, મેળવવું.

કોવિદ, વેદ, વેદના, વિદુર, ખગોળવેત્તા, વિદ્યા.

૪૭. વૃ = ઢાંકવું, પસંદ કરવું, રક્ષણ કરવું.

વર, સરોવર, પરિવાર, વીર વેર, વાતાવરણ, નીવારણ, વરૂણ, નિવાર્ય.

૪૮. શ્રુ = સાંભળવું.

શ્રાવણ, શ્રાવક, શ્રોતા, શ્રુત, શ્રવણ.

૪૯. સહ્ = ખમવું, જીતવું.

ઉત્સાહ, સાહસ, દુઃસહ, સાહસિક, સહનશીલ, અસહ્ય.

૫૦. સ્થા = ઉભા રહેવું.

ગૃહસ્થ, સ્વસ્થ, અવસ્થા, વ્યવસ્થા, આસ્થા, પ્રતિષ્ઠા, સ્થાનિક, સંસ્થાન, સ્થાપન, ઉપસ્થિત, સ્થિતિ, સ્થિર, સ્થલ, સ્થાવર, થાબડી,

૫૧. સ્મૃ = યાદ કરવું.

સ્મરણ, સ્મારક, સ્મૃતિ, સ્માર્ત, વિસ્મરણ, વિસ્મૃતિ, વિસરવું. સમરવું.

૫૨. હન્ = મારવું.

પરિઘ, કૃતઘ્ન, વિઘ્ન, ઘનફળ, ઉદ્ધત, ઘાત, સંઘાત, ઉપોદ્ઘાત, વિશ્વાસઘાતક, હત્યા, હનુમાન, હનન,

૫૩. હૃ = લઈજવું.

હર, પ્રહર, હાર, અધ્યાહાર, ઉદ્ધાર, વ્યવહાર, હરણ, ઉદાહરણ, દુઃખહારી, સંહારક,

૫૪. ક્ષિ = રહેવું, મેળવું, નાશ પામવો.

ક્ષય, અક્ષય, ક્ષત, ક્ષિતિ, ક્ષિતિજ, ક્ષેત્ર, ક્ષીણ, ક્ષેમ,

૫૫. જ્ઞા = જાણવું.

કૃતજ્ઞ, આજ્ઞા, અજ્ઞ, પ્રતિજ્ઞા, અભિજ્ઞાન, જ્ઞાતા, જ્ઞેય, અનુજ્ઞા, જીજ્ઞાસા.

# પ્રકરણ ૮ મું.

## પિંગળ.

**૧ પિંગળ** નામના મુનીએ આ શાસ્ત્ર રચ્યું છે તે ઉપરથી તેનું નામ **પિંગળ** પડયું છે. **પિંગળને પદ્યબંધ** કે **છંદ-વિન્યાસ** પણ કહે છે.

**'હાઝિલીટ'** નામે વિદ્વાન કહેછે કે કોઈ પણ પદાર્થની અને બનાવની તેના તેજીપણાએ કરીને આપણાં મનમાં જે સ્વાભાવિક છાપ પડેછે અને જેથી ( આપોઆપ ) તર્ક અને જુસ્સા ઝટ જાગી ઉઠી કામે વળગેછે અને પછી સાત્વિક ભાવે સામાનાં સુખદુઃખ આપણને લાગેછે, અને એથી પછી અવાજ અથવા શબ્દોનું જે નિયમસર નીકળવું થાયછે તે છાપવું નામ **કવિતા.**

૨. **કવિતામાં** બે વાના જોઈએઃ—**રસ અને વાણી.**

૩. જે સાંભળતાં મનને આનંદ ઉપજે તે **રસ.** રસ ૯ પ્રકારનાછેઃ—૧ **શૃંગાર;** ૨ **હાસ્ય;** ૩ **કરૂણા;** ૪ **રૂદ્ર;** ૫ **વીર** ૬ **બિભત્સ;** ૭ **ભય;** ૮ **અદ્ભૂત;** ૯ **શાંતરસ** છે. કેટલાક **'વિત્સલ'** રસ ૧૦ મો ગણેછે. **રસ** અને **અલંકાર, પદ્ય** તેમજ **ગદ્યમાં** પણ આવી શકેછે. **રસ** એ કવિતાનો આત્મા છે.

૪. કવિતાની ત્રણ મુખ્ય જાતિછેઃ—૧ **ગીતકવિતા;** ૨ **વિરકવિતા;** અને ૩ **નાટક.**

૫. ગીત કવિતા અવશ્ય રાગ અને તાલના ધોરણ ઉપર રચાય છે, અને ગાયણના સૂરને લીધે વધારે અસર કરેછે; ગૂજરાતી ભાષામાં જે ભકત કવિઓ થઈ ગયા છે તેઓનાં **પદ, ગરબી, લાવણી** એ ગીતકવિતા છે.

૬. જે કવિતામાં બીજા શૃંગારાદિક રસો કરતાં **વિર** રસનું પ્રાધાન્ય હોય તે **વિર કવિતા.** સંસ્કૃતમાં **રામાયણ, મહાભારત,** એ વિર કવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમૂના છે.

૭. **નાટક** એ એવી રીતનું લખાણછે જેમાં કવી પોતાને નામે કોઈ બીજાઓનું વર્ણન નથી કરતો, પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓનીજ પાસે કહેવડાવેછે. નાટકમાંના સંભાષણો ગદ્ય અને પદ્ય બંનેમાં હોય છે.

૮. કવિતા બનાવવામાં સ્વરનું માપ મુખ્ય હોય છે. **હ્રસ્વ, દીર્ઘ** અને **પ્લુત** એ સ્વરના **લક્ષણ** છે. **આ, ઈ, ઉ, એ** લઘુ સ્વર; બાકીના **ગુરૂ** સ્વરો છે; અને એ **સ્વરો** જે વ્યંજનમાં મળેલા હોય તે વ્યંજન પણ સ્વરપ્રમાણે લઘુ, ગુરૂ, કહેવાય છે.

૯. **જોડાક્ષરની** પહેલાંનો **લઘુ** થડકીને બોલાયતો **ગુરૂ** થાયછે. જેમઃ—**પત્ર, ધર્મ.** ગુરૂ કરતાં લાંબા ઉચ્ચારવાળાને **પ્લુત** કહેછે. જેમઃ—**રે, ઓ,** વગેરે દુઃખના પોકારો.

૧૦. **લઘુની** એક માત્રા (–); **ગુરૂની** બે (—), અને પ્લુતની ૩ માત્રા ગણાય છે.

૧૧. શબ્દનો જેટલો ભાગ એકજ શ્વાસથી સામતો લેવાય તેને પદ કહેછે. ગુજરાતીમાં કોઈબી **સ્વર** અથવા કોઈબી **સ્વર** સાથનો **વ્યંજન, પદ** તરીકે લેવાઈ શકાય.

૧૨. સ્વરનું એક બીજું લક્ષણ **પ્રયત્ન** ( accent ) છે. **પ્રયત્ન** ૩ છેઃ—**ઉદાત્ત, અનુદાત્ત,** અને **સ્વરિત;** ઉદાત્ત ઉંચો, અનુદાત્ત નીચો, અને સ્વરિત મિશ્ર પ્રયત્ન છે.

૧૩. કોઈબી પદનો ઉચ્ચાર કરતી વેળા તેનાપર જે ભાર મૂકવામાં આવેછે તેને **પ્રયત્ન** કહેછે.

૧૪. મૂળનો જે પ્રથમ અક્ષરછે, તેના ઉપર અધિક **પ્રયત્ન** આવેછે; એ પ્રયત્નને ઉદાત્ત કહીએ. એનું ચિન્હ ( ı ) કે ( ` ) કર્યેઃ—જંતી; કંપટ; પંહેલો; કંર.

**૧૫. ઉદાત્ત પછીના અક્ષર પર જે છેક નબળું પ્રયત્ન મુકવામાં આવેછે તેને અનુદાત્ત કહેછે; તેનું ચિન્હ અક્ષર નીચે (—) અથવા ઉપર ( ` ) થાય છે જેમઃ—કનિષ્ઠ.**

**૧૬.** બે ઉદાત્ત તરતજ એક બીજા પાસ આવીને જે પ્રયત્ન થાય. તેને **મિશ્ર** અથવા **સ્વરિત** કહેછે. જેમ.—**લીધેલુ**; **વાંચેલું**; **કરાવોએલું**.

**૧૭.** કવિતાના વાક્યમાં અમુક **અક્ષર**, **પદ** કે **માત્ર** પર બોલતી વખતે **ભાર** મુકવો પડેછે, એ **ભાર** ને **તાળ** કહેછે.

**૧૮.** એકજ **તાળ**ના અક્ષરોને **મિત્રાક્ષર** કહેછે.

**૧૯.** **અમુક** સંખ્યાની **માત્રા** કે અમુક **સંખ્યાના** **અક્ષર** નિયમ પ્રમાણે ગોઠવવામાં આવ્યા, તો તેઓએ કરી જે સમ્પૂર્ણ વાક્ય રચાયછે તેને **છંદ** કહેછે. **છંદને** **વૃત્ત** અથવા **શ્લોક** પણ કહેછે.

**૨૦.** **શ્લોક**ના ભાગને **તુક** કહેછે. **તુક**ના અનેક વિભાગ હોયછે તેને **પાદ** કે **ચરણ** કહેછે. **પાદ**ની માંહે પણ ભાગ આવેછે તેને **યતિ** કહેછે.

**૨૧.** નીચલા ઉદાહરણમાં **યતિની** જગ્યા ( ` ) એવું કરીને, અને **પાદ**ની જગ્યા ( `` ) એવું કરીને દેખાડી છેઃ—

દોહા—આ અવસર આ ` દેશમાં `` સંપ ન દીશે `` લેશ;
ઘરમાં કુળમાં ` નાતમાં `` કરે કુસંપ ` ક્લેશ.

**૨૨.** **માત્રાની** ચોકસ સંખ્યાની બાંધણીથી જે **છંદો** બનેછે તેને **માત્રામેળ છંદો** કહેછે.

**૨૩.** **અક્ષરની** ચોકસ સંખ્યાની બાંધણીથી જે છંદો બનેછે તેને **અક્ષરમેળ છંદો** કહેછે.

## અલંકાર.

**૨૪.** અલંકાર = **ઘરેણાં**; શોભા વધારનાર. જ્યારે સાદા વાક્યને બદલે સુંદર અને અસરકારક શબ્દોથી ભરપૂર **થયેલા** વાક્યો બને ત્યારે તેઓ **અલંકૃત ભાષા** થી થયેલા કહેવાય. **જેમ**:—આખા કુળમાં તે એક દીવો ઉઠયોછે. તેને **સરસ્વતી** **પ્રસન્ન**છે. તે બીજો **હરિશ્ચંદ્ર**છે.

**૨૫. અલંકાર બે પ્રકારનાછે. શબ્દાલંકાર અને અર્થાલંકાર.**

**૨૬.** શબ્દાલંકાર = ચતુરાઈથી કરેલી શબ્દની ગોઠવણી; એના ૩ પ્રકારછે. **ઝડ, ઝમક અથવા યમક,** અને **વર્ણ-સગાઈ** અથવા **અક્ષર સગાઈ.**

**૨૭.** જેમાં પહેલાંનો **સ્વર** ને પછીનો **અક્ષર** ફરી ફરીને **આવે** તેને **ઝડ** કહેછે; જેમ:—ભાન ખાન પાનનું ગુલતાન; ગમે તેમ રમે કોઈ, વગેરે. એ મળતાપણું ચરણોને છેડે હોય તો તે **અંત્યાનુપાસ** કહેવાયછે. અર્વાચીન કવિતાઓ પ્રાસ વગરની કદાચીતજ હોયછે.

**૨૮.** જેમાં એકનો એક શબ્દ વારંવારે ( જુદે જુદે અર્થે હોય તો સરસ ) આવે તેને **ઝમક** કે **યમક** કહેછે. જેમ:—**જાણિતો** ન હતો પંથ; જોઈને **જાણિતો** થયો; **જાણિતો** થઈને કીધાં **જાણિતા** તમામને; **કામની** જે કરે નહીં, ચિંતા ધર **કામની**; તે નિર્લજ **ન કામની.**

**૨૯.** શબ્દના પહેલા અક્ષર મળતા આવે તે **અક્ષરસગાઈ, વર્ણસગાઈ, લાટાનુંપ્રાસ,** કે **વરણ** કહેવાય. જેમ:—**ભજો ભ**વતારણ શ્રી **ભ**ગવાન, છકેલ છેલ છોકરો; **કા**પ **ક**લેશ **કં**કાશને; વગેરે.

**૩૦.** જેના અર્થમાંજ અલંકાર હોય તેને **અર્થાલંકાર** કહેછે. એના અનેક પ્રકાર છે; એનો એક ભેદ **રૂપક** નામનો છે.

**૩૧.** જ્યાં એકનું વર્ણન બીજાના **નામ ધર્મથી** કર્યું હોય તે **રૂપક** કહેવાય ( અલંકારના દાખલા જુઓ. )

**૩૨. નિર્જીવ** પદાર્થને અથવા એકાદા ગુણ, ધર્મ, સમય, બનાવ ઇ૦ને **સજીવ** માની તેની પાસે**સજીવની** માફક બોલા-વવું, કર્મ કરાવવું, તે **સજીવાનોપણરૂપક** કહેવાય છે. જેમકે:—નળાખ્યાનમાં **હંસ** બોલે છે તે દાખલો; સૂર્ય અને પવન વિષેનો સંવાદ; વગેરે.

૩૩. ગૂજરાતી કવિતામાં છંદના **પુર્વાર્ધને** છેડે જે અક્ષર આવે તેજ **અક્ષર ઉતરાર્ધને છેડે** ફરી આવે, તેને **પ્રાસાનુપ્રાસ** ( Rhythm ) કહેછે. જેમઃ—આ અવસર આ દેશમાં, સંપન દીસે **લેશ** ( પ્રાસ ) ઘરમાં, કુળમાં, નાતમાં, કરેકુસંપ **કલેશ** ( અનુપ્રાસ ).

૩૪. કોઈ છંદ એવા છેકે જો તેના એકક તુકને બે **પાદ** હોય, અને એમ આખા છંદના ચાર **પાદ** થાય, તો પહેલા તથા ત્રીજા પાદના **અંત્યાક્ષર**, અને બીજા તથા ચોથાના **અંત્યાક્ષર** મિત્રાક્ષર (ઉચ્ચારમાં મળતા) હોય; એને **ચોક** કહેછે. જેમકેઃ—

થોડો જોઈ **અપરાધ**, મદિરિયાને **મારે**,
બલવંતાનો **બાધ**, કરી શકે નહીં **ક્યારે**;
વરતાવે નહીં **ધર્મ**, રઈયત જનનો **રીતે**
પોત પણ સત **કર્મ**, કરી કરે નહી **પ્રીતે**.

---

## ગણ વિષે.

૩૫. કવિતાનું માપ ટુંકામાં બતાવવા સારૂ ત્રણ ત્રણ અક્ષરની વાત એકમાં સમાવીને ગણ ( ટોળું, જથ્થા ) બાંધેલા છે. બે અક્ષરનો બાંધવાથી ઘણા થઈ યાદ ન રહે, તથા ચાર અક્ષરમાં ગૂંચવણ પડે, માટે ત્રણ અક્ષરના ગણ કર્યા છે; એ પ્રમાણે લઘુ ગુરૂ ત્રણ ત્રણ અક્ષરના આઠ રીતે ગોઠવાય છે, માટે આઠ ગણ કર્યા છે. જેમકેઃ—**ય, ર, ત, ભ, જ, સ, મ, ન.**

૩૬. ગણની બાંધણી નીચલી દોહરાપરથી યાદ રાખી શકાશેઃ—

आदौ मध्यावसानेषु, **य र ता** यान्ति लाघवम,
**भ ज सा** गौरवमयान्ति, **मनौ** तु गुरु लाघवम्.

૩૭. **ય** ગણનો **પહેલો**; **ર** ગણનો **બીજો**; અને **ત** ગણનો ત્રીજો ગુરૂ હોય છે; જ્યારે બાકીના લઘુ હોય છે; જેમકે પતાકા; રામજી, દાતાર.

**૩૮. ભ** ગણનો પહેલો, **જ** ગણનો બીજો, અને **સ** ગણનો ત્રીજો ગુરૂ હોય છે અને બાકીના લઘુ હોય છે. જેમઃ—ભોજન, જગત, સમતા.

**૩૯. ન** ગણમાં. ત્રણે લઘુ હોય. નગર, કરજ.

**૪૦. મ** ગણમાં ત્રણે ગુરૂ હોય. માતાજી, લૂટારો.

**૪૧.** છંદના માપ પ્રમાણે ભાગ છે.

( ૧ ) જેના બધા ચરણમાં સરખી માત્રા કે અક્ષર આવે તે **સમછંદ.** જેમઃ—**ચોપાઈ, ભૂજંગી, મોતીદામ** વગેરે.

( ૨ ) જેમાં બબે ચરણની માત્રા ( પહેલું અને ૩ જું તથા ૨જું અને ૪ થું ). મળતી આવે તે **અર્ધસમછંદ.** જેમઃ—દોહરા, સોરઠા વગેરે.

( ૩ ) જેમાં બધા ચરણમાં જુદી જુદી માત્રા કે અક્ષર આવે તે **વિષમ છંદ.** જેમઃ—કુંડળીઓ, છપ્પા, આર્યા.

**૪૨.** માત્રામેળ છંદમાં મુખ્ય નીચલા છેઃ—સવૈયાબત્રીશ, ત્રિભંગી, ચોપાઈ, હરિગીત, સવૈયા ઝુમણા, વોહરા, સોરઠા, ગાથા, છપ્પા, વગેરે.

**૪૩.** અક્ષર મેળમાં મુખ્ય નીચલા છેઃ—અનુષ્ટુપ, દોધક; ઈંદ્રવજરા ; નારાચ; ઉપેંદ્રવજ્રા; લલિત; ભુજંગી; મનહર; ઘનાક્ષરી; અને વૈતાલીય.

એમનું વિશેષ વર્ણન પિંગળમાં જોઈ લેવું. કવિ નર્મદાશંકરેએ પિંગળના પુસ્તકો લખ્યા છે; કવિરાય દલપતશામે એક પિંગળ લખ્યું છે, એમાં માત્રા છંદના ૪૦, અને અક્ષર છંદના ૧૨૪ નું વર્ણન કરેલું છે; વળી કવી હીરાચંદ કાનજીએ પિંગળાદર્શનામે એક ગ્રંથ લખ્યો છે એમાં તેણે ૪૦૦ છંદના લક્ષણ વીસતારેલા છે.



# શુદ્ધિપત્ર.

| કુંચી. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨ | ૧ | ખાલી. | ખોલી |
| ,, | ૨ | વિશેષપણાને | વિશેષપણાનો |
| ૫ | ૫ | મોઠા | મોટા |
| ૬ | ૨ | ધોરણ | ધોરણે |
| ૧૬ | ૧ | કાઈ | કોઈ |
| ૨૬ | ૩ | એ થાયછે | થાયછે |
| ૨૮ | ૫ | કહે | કહેછે |
| ૩૦ | ૯ | કચ | કર્યે |
| ,, | ૧૧ | સ્વાસકારને | સ્વાસદ્વારાને |
| ૩૨ | ૨ | ઉષ્માં | ઉષ્મા |
| ૬૬ | ૭ | ખીરાકોળી | ખીસકોળી |
| ૭૫ | ૬ | દેવતા=દેવો | દેવતા=small-pox |
| ૭૬ | ૪ | કાઠા | કાઠીઆ |
| ,, | ૫ | વાજીઓ | હાંસીઓ |
| ૧૦૦ | ૨ | લાલા | લાલ |
| ૧૬૫ | ૧ | ૧૩૫ | ૧૬૫ |
| ૧૯૪ | ૧૪ | કોઇનેં | કોઈને |

☞ આ પુસ્તક પ્રગટ કરનાર પાસેથી ધોબીતલાવ ખાતેની શેઠ બેરામજી જીજીભાઇની નિશાળમાંથી મળશે. મુંબઇના તેમજ દેશાવરના જથાબંધ લેનારને વાજબી કમીશન કાપી આપવામાં આવશે.